આ પુસ્તક પોતે વાંચી રહ્યા પછી બીજાને વંચાવી તેને
'જપ-કરનાર' બનાવી સારું પુણ્ય હાંસલ કરશો.

# નામ-સ્મરણ.

'અહુર' નામની અસર.
'કીરતાર'ના નામની કરામત.
'ખુદા' ના નામની ખુબી.
'માલિક'ના નામનો મહીમા.
'પ્રભુ'ના નામનો પ્રકાશ.

# જપ-યજ્ઞ.

(ભાગ ૨ જો.)

રચનાર:—માણેક દારાશાહ મહેતા (દાંતના દાક્તર)
તે
"રાહે ખુદા યાને માલિક મોહોબ્બત" વગેરેનાં કર્તા.

કીંમત:—જે કોઈની, આવી જાતનાં લેખકને યોગ્ય લાગે એવાં, ભક્તિ, પરમાર્થ, વિશ્વપ્રેમનાં પ્રચારનાં કાર્યોમાં, મદદ કરવાની ઇચ્છા હોય, તેની તરફથી સવા પાંચ આના સ્વીકારવામાં આવશે.

બીજા સર્વને મફત.

# " અષો અહુર-મઝદ "

આવાં પુસ્તકો એક પછી એક છપાવી જનસમાજમાં મફત વહેંચવાની આ કમતરીન લેખકની કાયનાત નથીજ. પણ ખુદાનાં કામ ખુદાજ સંભાળી રહે છે. **નામ સ્મરણ** ભાગ ૧ લાની ૨૦૦૦ નકલોમાંથી લગભગ ૧૭૦૦ નકલો ભકતો, વકતાઓ, ધર્મ અભ્યાસીઓ. લાયબ્રેરીઓ, અગીઆરીઓ તથા સત્યશોધક જીજ્ઞાસુઓમાં મફત વહેંચી જ્યારે લગભગ ૨૦૦ નકલો ભાવિકોએ સવાપાંચ આને નકલ લેખે ખરીદી; જેમાંથી તથા ટપાલ ખર્ચ મોકળી મંગાવનારાઓની મદદથી ઉપલી ૧૭૦૦ માંથી લગભગ ૯૦૦ ચોપડીઓ બહારગામ પોસ્ટ મારફતે મફત મોકળી આપવાનું બની શક્યું. આ રીતે નજીવી મુશ્કેલી તથા ખરચ ભોગવતાં મારી હૃદયની ઇચ્છા મુજબ પુસ્તક પ્રચાર કરી શકાયો.

ઉપલું કામ ચાલુજ હતું અને આ **ભાગ બીજો. હજુ** તો લખાઇ રહ્યો હતો; અને કેમ ક્યાં અને ક્યારે ક્યાંથી છપાવવો એનો વિચાર પણ કરૂં તે પહેલાં તો '**ડાબો હાથ: આપે ને જમણો હાથ જાણે નહી**' એવી છુપી સખાવત સેવા કરનારે, મારા મુર્ગ્નેગ **સુરબ્બી મીત્ર પ્રભુ પ્રેમા શેઠ શાપુરજી મંચેરજી ડુંગાજીએ** ખાશ પ્રયત્ન કરી, થોડીક મદદ મેળવી આ ખુદા પસંદ પરમાર્થનો **પાયો** માંડી આપવા ઉપરાંત, બધું સંપુર્ણ પાર પડે એવી ખરાં જીગરથી દુવા કરવા ઉપરાંત, એક બે ભકતજનો આગળ વાત કરી, જેને પરીણામે તથા પહેલો ભાગ વાંચી પ્રસન્ન થયલા એક જરથોસ્તી બાઇ ઘરબેઠાં આવી વગર ઓળખતે, વગર માંગવે ઠીક મદદ આપી ગયા. આ જરથોસ્તી પરમાર્થી ગ્રહસ્થે પોતાનું નામ વગેરે કોઇપણ સંજોગોમાં જાહેર કરવાની મનાઈ કરેલી હોવાથી, તેમનું નામ, ઓળખ પ્રગટ કરી શકતો નથી. પણ એટલું તો જરૂરજ ખરાં દીલથી **ખુદાપાકનાં** ચરણોમાં શીશ નાંખી માંગી લઉછું કે ખુદા આ બેઉ પ્રભુપ્રેમીઓની **સર્વોત્તમ ઇચ્છા** પાર પાડે. આ બન્ને ગ્રહસ્થોની મદદ નહી મળતે તો આ બીજો ભાગ અત્યારે બહાર પાડી શકાતેજ નહી.

લડાઇને અંગે વધી પડેલી મોંઘવારી કાગળો, છપામણી તથા મજુરીના કીંમતમાં થયલો બેહદ વધારો વગેરે મુશ્કેલીઓને લીધે આ બીજો ભાગ છપાવતાં વધુ વીલંબ થયો છે, જે બદલ જીજ્ઞાસુ તલબગારોની માફી ચાહું છું.

આ પુસ્તકનાં ગુણ દોષ વિષે તો સુજ્ઞ વાંચનારને વિનંતી છે કે **ધીરજથી બરાબર આખું** વાંચી, તે ઉપર પુરતો વિચાર કરી, એમાંની **ખામીઓ** વગેરે દર્શાવતી પ્રમાણીક ટીકાઓ સેવકને લખી જણાવી, સેવકની અજ્ઞાનતા દુર કરે.

છેવટે ખુદા પાક પાસે એજ દુવા ચાહું છું કે, આ પુસ્તક વાંચી તેનાં વાંચનાર સર્વ તે પરમ પવિત્ર સર્વ શકિતવાન સાહેબની ચાલુ યાદ કરના થઇ જાય અને જગતનાં સુખ, શાંતિ કલ્યાણમાં પોતાનો ફાળો આપે. આવું એક પણ જીવ કરતો થાય તો મારી આ કામ કરવાની નેમ પાર પાડી એમ માનીશ.

| | |
|---|---|
| જીનવાલા બીલ્ડીંગ, કેપટન કોલાની, તારદેવ: **મુંબઇ.** તા. ૨૧-૧૨-૪૦ | લી. સર્વ ભકતજનોનો ચરણરજ સેવક, **માણેક દારાશાહ મહેતા** ( દાંતનાં દાકટર ) |

અત્રે એક જનનો આભાર નહીં માનું તો હું મારાં અંતઃકરણ તથા ખુદાનો ચોર ઠરૂં. આજ સુધી, આ જગતમાં, મારે હાથે, જાણ્યે અજાણ્યે જે કંઇ સદકર્મ થઇ શકયું હોય, તેની પ્રેરણા તથા તેમા સહકાર આપનાર એક નેક અને પવિત્ર હૃદયનો વફાદાર જીવ છે; તે **મારી ભલી ધણીઆણી જરબાનુ** છે. અનેક મુશકેલી, મુસીબતો, પડતી દશા, આફતો, અગવડોમાં પણ પ્રભુ પ્રેમ તથા પરમાર્થની નેમ તરફજ ટકી રહેવાની પ્રેરણા તથા મદદ આપનાર આ જીવનું ખુદા ભવોભવ કલ્યાણ કરો. મને એ સાચો નીવડી છે, **એની ભકિત ફળજો.**

---

અસલ ઠેકાણું : **માણેક દારાશાહ મહેતા,**

( દાંતના ડાકટર )

કોટ, **ભરૂચ.**

## ( ગઝલ )

હઝારો રામ ને રૂસ્તમ  કરોડો ક્રાઇસ્ત ને કરશન,
બધા બુધ્ધોને બ્રહ્માઓ  થતા જે એકપર પરશન...
અબજો ઓળીઆ આમીલ  મુબારક મુરશીદો કામીલ,
ચરણના દાસ થઇ જેના  ચહે દીદારનાં દરશન...
અખંડ જે એક આબો એક  નહિ રે બેનો અધો એક,
ભજી લે એકને રે નેક  પ્રેમ ભાવે થઇ પરસન...
બનીને ખુદ સકળ સૃષ્ટિ  નીસ્તીમાં બની હસ્તી,
સુન્યમાં એકની વસ્તી  કરી લે એકનાં દરશન...
પ્રભુ પીયુ યા પરમેશ્વર  અહુર અલ્લાહ યા ઈશ્વર,
જપી કર જાપ જગદીશ્વર  નામમાં નામીના દરશન...
કહે "માણેક" મુરખ મન  નહિ બરબાદ કર જીવન,
કરો લે યાદ અહુરાની  મળે દાદારનાં દરશન...

---

## પયગમ્બર સાહેબ અષો જરથોસ્તની સ્તુતી.

સતના સાહ્યા પયગ્મબર પ્યારા, જરથોસ્ત અમારા પ્યારા,
અષો અદલી આલા કરામતી કીરતારા, જરથોસ્ત પયગ્મબર અમારા.
પહેલા પયગામી, બહુ નેકનામી  સાબેતી સતની દેનારા,
કરણી તેવી, પાર ઉતરણી  એ સાચી શીક્ષા દેનારા...
ખોરેહ નુરાની અષોઇની નીશાની  શુભ માંથ્રવાણી કહેનારા,
ગુણવંત ગુણી, સંત મહામુનિ  અખંડાનંદમાં રહેનારા...
ઘટઘટ વ્યાપી, સૃષ્ટિ સ્થાપી  અહુરની ઓળખ દેનારા,
ચતુરો ચેતી, દો ઝટ ભેટી  મઝદા મહાજ્ઞાન દેનારા...
છળબળ છોડી, બંધનો તોડી  ભજ ભગવદ શરણું લેનારા,
જળતી જ્યોતિ, છાની રહેતી  કરામતની કળ કહેનારા...
ઝુંડો કાવયાની, ખોરેહ કયાની  નીકીર્તીને કારણે સહેનારા,
તરીકતની ત્રીજોરી, ક્નુમની ચાવી  નો રમઝ રાઝમાં કહેનારા...
થડમુળ ડાલી, ફળ ફુલવાળી  આર્મઇતીની ઓળખ દેનારા,
દીન દુનિયાની, મીનોઇ ફાની  નાં ભેદ ભરમો કહેનારા...

ધ્યાન ધરો ધ્યાની કરો સદકમાણી એ શુભ સબકનાં દેનારા,
નુરોમાં નુરી, પ્રેમમાં પુરી અષની કીર્તી કહેનારા...
પવિત્ર પ્રીતી, રહેમી રીતી રાખો જગમાં રહેનારા,
ફરજો બજાવી, કરજો ફીટાવી મુક્ત બનો દુઃખ સહેનારા...
બારીક બીની મહા નામ ચીની અચુક ઉપદેશ દેનારા,
ભટકો ન ભાઈ, રાહે પરાઈ થોર નહિ ફળ દેનારા...
મનથી માની, હૈયે જાણી તહારી કીર્તી કહેનારા,
'માણેક' મુમુક્ષીને જ્ઞાન દેબક્ષી તું જ ચરણે શીશ દેનારા...

---

## ( કવાલી )

**અહુરાના એ જરથોસ્ત** તું જને લાખો સલામ,
અષોઇનાં એ નુરી સીતારા લાખો પ્રણામ...તું જને...
અય સતવાલા અય પત વાલા,
મહા જ્ઞાની એ મસ્ત મટવાલા;
અય નબી ઈરાનવાલા...તું જને...
કયાની કીર્તીની કળગીવાલા,
અષો અહુમાં અદલી આલા;
અય મીનોઈ મહોબતવાલા ..તું જને...
કર્મ જ્ઞાન ભક્તિની ત્રગડી સોહબત,
સ્વાર્થ વગરની મીનોઈ મહોબત;
**અહુનુવર** શીખાનેવાલા...તું જને...
સૌથી પહેલા પયગામ વાલા,
તારા સીતારા મેં નુર વાલા;
ભકતોના પ્રેમ પ્યાલા...તું જને...
હુમ્ત હુખ્તનાં વિચાર વાચા,
હુઅરસ્ત કર્મો સંપુર્ણ સાચા;
તું પુરણ સૌ કાચા...તું જને...
**અહુર** ખુદાની ખુદાઈ વાલા,
**મઝદા** મહાજ્ઞાની સત – વાલા;
"**માણેક**" ની આંખના તારા...તું જને...

જ્યારે એક સાધારણ લાગતા શબ્દનો ઉચ્ચાર જગતમાં ઉથલપાથલ કરી નાંખવા સમર્થ છે; શબ્દ તલવાર કરતાં વધુ બળવાન છે; તો પછી બંદગી અને માંથ્રવાણી ( મંત્રો ) માટે ખાસ પસંદ કરેલા શબ્દોનાં ઉચ્ચારથી તો શું નહી બની શકે ?

"Words are things, and a small drop of ink
Falling like dew upon a thought, produces
That which makes thousands, perhaps millions think."

( Byron )

ઘણીવાર એકલો એકજ શબ્દ ભયંકર પરીણામ લાવે છે; ઘણાં જુના સંબંધો તોડી નાંખે છે. મોટાં રાજપાટ ઉથલાવી નાંખવાનું કારણ બને છે.

"The turn of a sentence has decided the fate of many a friendship, and for aught that we know, the fate of many a kingdom."

( J. Bentham )

જો સાધારણ શબ્દોનું આ પરીણામ આવે તો સૌથી ઉત્તમ પસંદગી પામેલા ખુદાનાં નામનાં શબ્દની કેવીક અસર હશે!

છતાં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે "કહેણી તેવી રહેણી" હોય તો હરેક કામમાં ફતેહ મળે છે. માટેજ કહ્યું છે કેઃ—

"It is not enough to say prayers, unless they live them too."

( Parker )

જો કે એકલી બંદગી મોંઢે બોલી જવી એ પુરતું નથી, સાથે સાથે તેવું ખુદા પસંદ જીવન જીવવું જોઇએ; છતાં પણઃ—

અનુભવે જણાયું છે કે: અમૃત કરતાં મીઠું; સર્વ મંગળોમાં મહા મંગળ, પવિત્ર કરનારામાં મહા પવિત્ર એવું તે ખુદા પાકનું નામ છે.

જ્યારે શાસ્ત્રો કહે છે કે બ્રહ્માથી તે ઘાસનાં તણખલા સુધી સર્વ માયાવત મીથ્યા છે. સાચું કંઇજ નથી. એકલું ખુદાનું એક નામજ ખરૂં છે, ખુદ સત કરતા પણ ત્રણ ગણું એજ સાચું છે; તો સહેજજ મહેનતે મહા કલ્યાણ કરનારાં નામનો જપ કરવાની તક શા સારૂં ચુકવી ?

આ શ્વાસોશ્વાસની પણ ખાતરી શી છે? કોઇપણ ઘડીએ એની ગતી બંધ પડી જાય! મોટેરા શાહ જેવા માણસોનું હૃદય અચાનક બંધ પડતાં આપણે જાણીએ છીએ; માટે સર્વ કોઇએ આ જાણવા પછી તુરતજ ખુદાનાં નામનું કીર્તન ચાલુ કરવું જોઇએ.

**કારણ કે ખુદા ત્યાંજ રહે છે કે જ્યાં તેનાં ભગતો પ્રેમપુર્વક તેનાં નામનું ભજન ગાઇ રહ્યા હોય.**

છતાં પણ દુનીયાનાં લોકોની અજ્ઞાનતા દયાને પાત્ર છે; કારણકે તેઓએ કાચનાં ટુકડા જેવા સંસારનાં સુખ પાછળ દોડવા બેમુલાં રત્નો જેવું ખુદાનાં નામનું સ્મરણ ખોઇ દીધું છે.

## (કવાલી)

જરા જાગીને જોરે જીવ જફાઓ જગતની જાલીમ,
અરે આફતમાં અકળાતા અનેકો ઓલીયા આલીમ. ...
કરી કરતુકો કંઈ કાળાં કહે કે કાળ કળજુગી,
ખરાં ખોટાંની ખટપટમાં ખપે ખુદાઇની ખુબી.....
ગરજનાં ગીતડાં ગાઈ ગુણીનાં ગુણ નવ ગાયા,
ઘણાંના ઘાત ઘડવામાં ઘણાં ઘા ઘટે ઘટવાયા. ...
ચલીત ચતુરાઇનાં ચેતક ચળકતી ચાઇ ચાઇનાં,
છળબળ છંદ છોડી દે છકેલાં રે છેલાઈનાં....
જર જોરૂ જુવાનીની જફાઓ જોઇલે જાલીમ,
અરે આફતમાં અફળાતા અનેકો ઓલીયા આલીમ....
ઝપાટે ઝાઝી ઝટપટનાં ઝગડા ઝાડી ઝુડીને,
યકીનની યજ્ઞ—વેદીમાં અર્પ યઝદાંની યાદોને....
ત્યાગની તાણીને તલવાર તોડીને તુંદોનાં તારો,
થયું, થાતું, થવાનું રે થશે, થોભે નહી યારો....
દતાયાં દુ:ખ દલીદરમાં દબાયા દુમ દબાવીને,
ધખારાએ ધ્રુજી ધડકી ધપે છે ધમ ધમાવીને....
નમાળાને નગુણા જન નફકરાને નમે નામી,
અરે આફતમાં અફળાતા અનેકો ઓળીઆ આલીમ....
પરમ પરમાર્થનાં પંથી પાપીનાં પાયમાં પડતા,
ફરેબીઓ ફના કારી ફસેલા ફુલીને ફરતા....

બાજી બગડેલી બંદાની બધી બુરાઈ દે બાળી,
ભ્રમણાઓ ભગાડી દે ભલાની ભુલને ભાળી....
મનને મારીને મુરખ 'માણેક' માલીકથી માંગીને,
યકીનની યજ્ઞ—વેદીમાં અર્પ યઝદાંની યાદીને...

## (ગઝલ)

અરે અભિમાની ઓ આદમ અહુરને નમ અહુરને નમ;
અનાદી 'ઔમ' નાં ઓ દમ અહુરને નમ અહુરને નમ;....
કર્મ ને કરણીનો કક્કો ઘુંટી કીર્તિ કરી તેં કમ,
કાપવા બેઠી કીસ્મતની અહુરને નમ અહુરને નમ;...
ખરાં ખોટાંની ખટપટમાં ગળે બાંધ્યાં ગરૂરી ગમ,
ખપાવીને ખુદી ખોટી અહુરને નમ અહુરને નમ;...
ગરજ ગમ ને ગુમાનોમાં ડુબીને થઇ ગયો ચકભમ,
ગુરૂ ચરણે ધરીને દમ અહુરને નમ અહુરને નમ;...
ઘડી ઘડી ઘાટ ઘડવામાં વ્યર્થ ગુમાવે શાને દમ?
**ઘટ ઘટ વ્યાપી** તુંજ ઘટમાં અહુરને નમ અહુરને નમ,...
ચતુરાઈ તણી ચકમક લગાવી ચિત્તમાં ધરખમ,
ચલમ પી પ્રેમ અગ્નિની 'માણેક' નમ અહુરને નમ;....

સાંભળ, સાંભળ, તહારા કાનોથી સાંભળ, ત્યાંથી જીભ તરફ લઇ જા, અને ખુદાનાં નામનોજ જોસ ભેર ઉચ્ચાર કર, બીજું કંઇ બોલ નહી.

હિંદુ શાસ્ત્રમાં કહે છે કે:—જેનાં પ્રકાશ આગળ સર્વ પ્રકાશ ઝાંખા પડે છે, જેની હાજરીમાં સર્વ વસ્તુની હસ્તી નીસ્તી જેવી લાગે છે તે સર્વ જ્ઞાની અખંડાનંદી, મહાપવિત્ર હરિનું નામ છે.

આ કલિયુગમાં જન્મતા જીવો કુદરતીજ ઘણાંજ નબળા તથા મહાપાપી સ્વભાવનાં હોવાથી તેમની મુક્તિ કોઇ ઘણીજ સંપુર્ણ કળામય સાધના જે મહા અધમને પણ પાપ મુક્ત કરી શકે એવી સાધના વગર શક્ય નથીજ. શાસ્ત્રો કહે છે કે, ખુદાનું મહા પવિત્ર નામ એકલુંજ આવી સંપુર્ણ આત્મીક શક્તિ ધરાવે છે જે મહાપાપીને પણ શુદ્ધ કરી શકે.

"ભક્તિ એ તો ભક્તનાં હૃદયમાં ઉપજતી શક્તિ છે, કે, જે પ્રભુનાં ભક્ત તરફનાં દયાથી છળકાતાં હૃદયને પીગળાવી નાંખે છે."

(શ્રી જીવ ગોસ્વામી)

પ્રીય વાંચનાર,

નીચેની વાતો ત્હારા હૃદયમાં કોતરી રાખજે:—

કે કીરતારનાં નામનાં કીરતનથી કલિયુગનાં સર્વ કલેશોથી મુકત થવાય છે.

કેરદેગારનું નામ કર્મબંધનો કાપે છે.
ખુદાનાં નામનાં અવાજથી જમ દુર ન્હાસે છે.

જગ જીવનનાં નામનો જપ, જન્મ મરણનાં ચક્રમાંથી છોડાવે છે.

જેની જીભે જગપતિનું નામ,
તેને હૈયે મોટી હામ.

તારણહારનું નામ સર્વ તૃષ્ણાઓ ટાળે છે.

દાદારનાં નામનાં ધ્વની સામે કોઈ દુઃખ તો ટકતુંજ નથી. નામ જપથી નીચનો ઉચ્ચ બની જાય છે.

નારાયણનું નામ, નાશ પામતાને નવીન જીવન આપે છે.

ભગવાનનાં નામનું ભજન એજ ભારેમાં ભારે ભલાઈ છે.

ભગવદ ભજન થીજ સર્વ ભય ભાગી જાય છે.

માલીકનાં નામની યાદથી મન સદા જાગૃત રહી, પાપમાં ફસાતું નથી.

માલીકનાં નામનું મનન મનનાં મળને કાપે છે.

યઝદાંનાં નામની યાદ સર્વ આશાઓ પુરી કરે છે.

રહીમનાં નામનું રટન સર્વ રિદ્ધી સિદ્ધીઓને દાસીઓ બનાવી દેય છે.

રચેમંદનાં નામનો રણકાર હૃદયમાં રોશની પ્રકટાવે છે. સાહેબનાં નામનું સ્મરણ સૌ સુખ-શાંતિ બક્ષે છે, શત્રુઓતો આપોઆપ મીત્રો બની જાય છે.

સર્વ શકિતમાનનાં નામની સામે સર્વ સંતાપ શકિત હીન થઈ જાય છે.

યજ્ઞ, યોગ, જપ, તપ, ત્યાગ, જ્ઞાન, ધ્યાન, પુંજા પાઠ, સંધ્યા, સ્નાન, મંતર, જંતર, તંતર, ભણતર, સર્વ કાંઇ નામ સ્મરણમાંજ આવી ગયું.

એક પળ પણ પ્રભુમાં ધ્યાન લગાડે, તેનું નસીબજ ફરી જાય છે,

**માટે હે જીવ! આવા સમર્થ નામ જપનું મહત્વ સાંભળ.**

( અ )

અગણીત અવગતિઓ રોકાય,
અખંડાનંદનો અનુભવ થાય.
અનેક માંરે એક જણાય,
અમર-અજર તું તો થઇ જાય.
અભેદ અવસ્થા અનુભવાય,
અખંડ જો અહુરનો જાપ જપાય.

( આ )

આત્માની રે જપ છે આંખ,
આકાશે ઉડવાની પાંખ.
આગે ઇસ્કે ઇલાહી ખાક,
આદમનીને બનાવે પાક.
આપા તનુ જપ કાપે નાક,
આવા જપ છે પવિત્ર પાક.

( ઈ )

ઈસમનાં ઇસ્કનો અંગાર,
ઈંદ્રીઓનાં બાળે વીકાર.
ઈસ્કે ઈલાહીનો અંગાર,
ઇનસાનનાં બાળે સંસ્કાર.
ઇચ્છે જો દરશન દાદાર,
ઈસ્મનાં જપમાં દીલ લગાડ.

( ઉ )

ઉઠ ઝટ જાગીને જપ કર,
ઉડી જાને અહુરાને ઘર.
ઉંચા ઉંચા ભુવનો ઉપર,
ઉસ્તાદ નામીનો કર ઘર.

ઉભો રહે માલા લઈ કર,
ઉરથી જપીલે સચરાચર.

( એ )

એક જીવનાં અબજો પાપ,
એકેક જપે એકેકને કાપ.
એકે અનેકનું કર માપ,
એકય જાતાં પ્રકટે પાપ.
એક અહુરાનો જપ જાપ,
એક પ્રભુ છે સૌનો બાપ.

( ઓ )

ઓમ હરિને ઓમ શ્રી રામ,
ઓમ 'અહમ' નું પુર્ણ વીરામ.
'ઓમ', 'અહુ', 'અલ' એક મુકામ,
ઓમ અહુ આદી અનજામ.
ઓહ ખુદા કે ઓમ શ્રી રામ,
ઓ જપ જાપો એકનાં નામ.

( અં )

અંતર નારે ઉઘાડી દ્વાર,
અંદર જપનાં જોડી તાર.
અંતિમ ધ્યેયને દીલમાં ધાર,
અંક ગણીને નામ ઉચ્ચાર.
અંશે અંશનો જે આધાર,
અંતઃકરણમાં શોધો કાઢ.

( આં )

આંખ કાનને મુખ કર બંધ,
આંતર દર્શી બાહેર અંધ.

આંજી અંજન આત્માનંદ,
આંકી પાપ, કર જીવને દંડ.
આંચ ન લાગે તેને જે અખંડ,
આંતર જપ જોરે, બાહર મંદ.

( મા )

માટે માની જા ને મન,
માયા નાંરે મોહને હન.
માર્ગ દર્શી મુરશીદને ચરણ,
માથું નાંખી માળા ગણ.

માલીકનાં નામનું કર સુમરન,
"માણેક" નાં રે મુરખ મન.

## જપની શરીરની અંદરનાં સ્થુળ તથા શુક્ષ્મ સ્થાનો યાને પીંડ એટલે નાની જગત (Microcosm) માં અસર.

ભકતનાં હૃદયમાં જ્યારે પ્રભુ પ્રેમની જવાળા ભભુકી ઉઠે છે ત્યારેજ વિરહની (જુદાઇની) વેદના નહી સહન થવાથી તે ખુદાનાં નામની ચાલુ ધુમ અંતરમાં તથા બહાર પાડવાની શરૂઆત કરે છે. આમ જ્યારે જીવનું શીવ તરફ, ઉરવાનનું (ફ્રવષિનું) અહુરમઝદ તરફ ખેંચાણ થાય છે, ત્યારે આપો આપજ મનની ગતિ નીચેથી (માયામાંથી) છુટી ઉંચે મીનોઇ ભુવન તરફ જાય છે; અને સ્વભાવિકજ પ્રાણ જેનો આધાર મન અને મનનાં હલણ ચલનનો આધાર પ્રાણ (Light, heat energy = Life force) ઉપર રહેલો હોવાથી, મનની સાથેજ બધી શુક્ષ્મ શક્તિઓ પણ પોતપોતાનાં મધ્યબિંદુઓ (Centres) છોડી, મન જ્યાં જાય છે ત્યાં જાય છે, આને પરીણામે ઇનસાનના શરીરમાંના કેહર્પનાં ૧૬ ચક્રો જેમાં જુદીજુદી જાતનાં Electro Magnetic forces કાર્ય કરી રહેલા છે, તેમાંના આઠ (૮) ચક્રો આપોઆપજ મંદ પડી જઇ; ઉપલાં ચક્રો વધુ ચેતન થાય છે. જીવનું મુળ સ્થાન સાધારણ રીતે ડુંટી તથા તેની નજદીકનાં સ્થાનમાં છે કે જે સ્થાન આ સોળ ચક્રોનાં મધ્યમાં લગભગ ૮ મા ચક્ર આગળ છે. આ દરેક ચક્ર જેનું સ્થુળ ઢાંકણ કે રહેઠાણ જુદાજુદા જ્ઞાનતંતુઓનાં જુમખાઓની ગાંઠો

(Nerves plexuses) છે; જેમાં બેન્નમાં આવેલા આત્મીક (Spiritual) તથા મનમાં (Psychic) સેન્ટરોમાંનાં પ્રવાહો ઉપરાંત, જુદાજુદા ગ્રહો તથા આકાશીક ભુવનો (Planes) ની અસરો પણ ઉતરે છે. તથા જેમાં થઈને સુષુમ્ણાની મારફતે જીવ એકેક પછી એકેક ઉંચાં ભુવનો (આસમાનો) પસાર કરી ખુદાની મુલાકાતે જાય છે. આ બધાં ચક્રોમાં જુદીજુદી જાતની શુક્ષ્મ શક્તિઓ જેને ઇરાની સાલેકો જુદીજુદી જાતનાં આતશો કહે છે, તથા હિંદુ વગેરે યોગીઓ જુદીજુદી જાતનાં પ્રાણો કહે છે, તેનાં સ્થાનો છે. આમાંનાં કેટલાંકોનું કામ શરીરની અંદરનાં અવયવો (કર્મ ઇન્દ્રીઓ) ગ્નાન ઇન્દ્રીઓ તથા ગ્નાનતંતુઓનાં કાર્યોને (Natural physical functions ને) ગતી આપવાનું છે; જ્યારે કેટલાકનું કાર્ય જીવ યાને રૂઆનની મીનોઇ તરફ જતી ગાડીનાં સ્ટેશનો તથા માલપાણી કે આત્મીક ખોરાક (ગ્નાન) મેળવવાનાં ગોદાઉનો કે સ્ટોર્સ જેવું છે.

હવે જ્યારે ભક્ત પ્રેમ પુર્વક જપ કરવાનું શરૂ કરે છે, કે તેનું મન ઉંચે બ્રહ્માંડમાં (ભ્રવષિ તરફ) યાતો હૃદયમાં રહેલાં ઉચ્ચ હોશ તરફ ખેંચાય છે; અને મનની સાથે પ્રેમ ભાવના તથા મનની એકાગ્રતા (Concentration) નાં પ્રમાણમાં પ્રાણની ગતી પણ ઉંચે ચડે છે.

જ્યાં મન તથા પ્રાણ જાય છે ત્યાં જીવનું **ભાન** (Consciousness) જાય છે; તે જે તબકકા, (સ્થાન, ભુવન, આશમાન) (Plane) પર પુગે છે ત્યાંનું ગ્નાન તથા અનુભવ તેને હાંસલ થાય છે. આ ચક્રો તે, નવ આશમાનો યાને મીનોઇ, તથા જીરમાની તથા ખાકી જગતનાં ઇનશાનનાં શરીરમાંનાં તે તે આલમોને લગતાં સ્થાનો (Corresponding Centres) હોવાથી, રૂવાનનું (જીવનું) ભાન જેમ જેમ એકેક તબકકો ઉંચે ચડતું જાય છે તેમ તેમ જીવને તે તે જગત (આસમાન) ને લગતું ગ્નાન (ભાન) અનુભવ થતો જાય છે. અને જેમ જાગૃત અવસ્થામાં જીવને આ ખાકી જગતની વસ્તુઓ તથા વ્યક્તિઓનું ભાન થાય છે તેજ પ્રમાણે તેને જુદા જુદા પ્રકારની સમાધી (સેઝદાની અવસ્થા Higher Consciousness) માં સાધારણ ઇંદ્રીઓથી નહીજ મળે એવાં ગુપ્ત ગ્નાનનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. આને લીધેજ એક યોગી સંત, મહાત્મા સર્વ ગ્રહોમાં તથા સકળ જગતનાં કોઇ પણ ભાગમાં અગાઉ શું બન્યું હતું, હાલ શું બને છે, અને

ભવિષ્યમાં શું બનશે તેની ખબર આવાં ઉંચા માનસીક (Psychic) બુધ્ધિક (Super psychic) કે આત્મીક (Spiritual) ભાનથી મેળવી શકે છે ત્યારે આથી જોઈ શકાશે કે જપ ખરેખરા જપ એ કંઇ નકામા શબ્દનો લવારો (Vain repeatition of words) નથીજ; પણ એક જીવંતી જાગતી શકિતનું મુળ કારણ છે. આ વિષય આ ચોપડીનાં પ્રમાણમાં સમાવી દેવા હજારો બારીક સમજણ ખુલાસાઓ (Details) છોડી દઇ બહુજ ટુંકામાં પતાવી દેવો પડયો છે, માટે જ્ઞાનીને એમાં અપુર્ણતા કે ખામીઓ જણાશે. એની ખરેખરી બારીક સમજણ માટે ચખ્રો, આસમાનો, આતશો, ગ્રહોની દુનીયાઓ, જ્ઞાન તંતુઓમાં કાર્ય કરતા સુક્ષ્મ તથા સ્થુળ પ્રવાહો; બધાંના એક મેક સાથે તથા જીવ, મન, ફરોહર ભકત, જગત તથા ખુદા સાથનાં સંબંધનું બારીક જ્ઞાન જોઇએ, પણ જપનાંજ નાના પુસ્તકમાં ફકત ઉપર તપકેથી ખ્યાલ આપવાની અત્રે કોશેશ કરી છે. આની બાતેન બારીક સમજ મેળવવા માટે અભ્યાસીને "ઇલ્મે ક્ષનુમ" ખાસ કરીને, તથા તે ઉપરાંત હિંદુ યોગ શાસ્ત્રો, શરાકીન હુકમાઓના, (સુફી યોગીઓનાં) બાતેન તરીકાનો કબીર તથા નાનક પંથી સાહીયનો અભ્યાસ કરવાની. તથા બની શકે તો જાતેજ પ્રેમ ભકિતથી જપનો અમલ કરી પ્રત્યક્ષ અનુભવ મેળવી લેવાની ભલામણ કરવામાં આવે છે.

ત્યારે ઉપર પ્રમાણે એક પછી એક તબકકો પસાર કરી, જપ કરનાર છેવટે આત્મજ્ઞાનની સૌથી આ (જગતમાં આ દેહ મારફતે પુગી શકાય એવી) ઉંચાંમાં ઉંચી અવસ્થા (God-Consciousness) નો જરૂરજ થોડો ઘણો અનુભવ કરી શકે, એમાં સહેજ પણ શકા નથી.

**બંદગી, ભકિત, તરીકતનું અંતિમ ધ્યેય** (Ideal End) **તે આયજ છે.** આવી ઉંચી અવસ્થામાંજ અંતર ચક્ષુઓથી પ્રભુનાં સાક્ષાત દર્શન થાય છે. જે થવા પછી જીવને ફરીવાર જન્મ લેવાની જરૂર રહેતી નથી.

વળી મનની ચંચળતા કે સ્થીરતા ઉપરજ ઉંચા ભુવનો (Planes) નાં ભાન, હોશનો આધાર છે. અને મનની ગતીનો સઘળો આધાર શ્વાસો શ્વાસની ગતી ઉપર છે; કારણ કે સાધારણ માણસનાં મનનાં સ્થાન ભાનનું જાગૃત અવસ્થામાં બે આંખોની વચ્ચે પોણો ઇંચ ઉંડાણમાં, સ્વપ્ન અવસ્થા તથા યોગ સમાધીમાં હૃદયમાં તથા ભર ઉંઘમાં ડુંટીમાં યાતો જીવ (રૂવાન) ચાલુ

જ્યાં સ્થીત હોય ત્યાં તથા સેક્કાની યાને નિર્વિકલ્પ સમાધીની અવસ્થામાં બ્રહ્મરંધ્રમાં રહેલું જણાયું છે. જો શ્વાસો શ્વાસને સ્થીર કરવામાં આવે તો તેની સ્થીરતાનાં પ્રમાણમાં મન પણ સ્થીર થઈ, વિચારોનું આવવું જવું ઓછું થઈ, એકજ વિચાર, ભાવના કે કલ્પના પર સ્થીર ચોંટે છે; અને પછી તે બાબતનાં ધ્યાનમાં લીન થાય છે. આવું સ્થીર ધ્યાન (Concentrated Meditation) કરવા વગર જીવને કદી પણ નવાં ભુવનોનું જ્ઞાન થતુંજ નથી. જેમ મારે અમદાવાદથી મુંબઈનો જાતિ અનુભવ મેળવવા માટે જાગ્રત ભાનમાં મુંબઈ જવુંજ જોઈએ તેવુંજ આ છે. એકાગ્રતા અને ધ્યાન વગરની બંદગી, ભક્તિ, જપ, તપ, ક્રીયા કામો એ સઘળાં ખોટો ઢોંગજ છે તે આથી જરૂરજ સમજી શકાય છે જપનો તો શબ્દ એકનો એકજ એકળો હોવાથી મનને તે ઉપર ચોંટાડી રાખવું તથા પ્રાણની ગતી સાથે એકતાન (Rhythmical accomodation) થવું આપો આપજ બની આવે છે. લોકો અનુભવ વગર, બાતેન જ્ઞાન વગર, ફક્ત પોથી પંડીતાઈ બતાવા ફડાકા હાંકે છે કે 'જરથોસ્તી ધર્મમાં તો યોગ છે જ નહિ. પ્રાણાયામ, યોગ વગેરે તો હિંદુ-ઓનાં છે; તેઓ ભલેને ગમે તે બોલે, પણ સાધારણ અક્કલથીજ વિચાર કરતાં જણાશે કે દરેક ખરા ધર્મનાં બાતેન તરીકાનાં ખાશ અંગોમાં પ્રાણાયામ, જપ, મનન, ચિંતવન, ધ્યાન, ધારના વગેરે હોવાંજ જોઈએ. યોગ એ તો પ્રભુને મળવાની વિદ્યા છે. ચોકખી વિદ્યામાં તે વળી હિંદુનું શું ? ને પારસીનું શું ?

---

## જપની બહારની જગતમાં થતી અસર.

ઉપર પ્રમાણે ટુંકમાં જપ કરવાથી શરીરની અંદરના રહેલા અવયવો તથા ગુપ્ત શક્તિઓ પર થતી અસરની નોંધ લીધી. હવે બહારના જગતમાં શું બને છે તે ઘણુંજ ઉપર ટપકેથી તપાસીએ.

(૧) કોઈ પણ ઠેકાણે કોઈ પણ અવાજ થતાંજ ત્યાંનાં વાતાવરણમાં અવાજનાં મોજાંઓ (Sound waves) ની ધ્રુજની (Vibration) થી અમૂક પ્રકારનાં રંગ રૂપના તેજ, ગતિ તથા ગરમી (Light, Heat, Energy) નાં કીરણો ઉત્પન્ન થાય છે.

(૨) અવાજ (Sound) રોશની (Light) તથા વિચાર (Thought) ની સાધારણ ઝડપ એક સેકન્ડમાં આસરે ૧,૮૬,૦૦૦ માઈલની છે.

(૩) બીજી સ્થુળ વસ્તુઓ ગતિમાં આવ્યા પછી સામેની શકિતઓ (opposite forces) સાથે ટક્કર ઝીલતાં તે ગતિ મંદ પડી થોડીકજ વારમાં સ્થીર થાય છે. પણ વિચાર અને અવાજની ગતિમાં વાતાવરણ તથા બીજી ગતિઓનાં ઘસારાથી (Frictions) એવો ફેરફાર થતો નથી કારણ કે આ ધ્વનિઓ દિવાળો, પરડાઓ, વગેરે ભેદી **અતિ શુક્ષ્મ** હોવાથી બધી વસ્તુઓની આરપાર નીકળી જાય છે.

દરેક વસ્તુ તથા વ્યકિતનાં મધ્યબિંદુઓ બીજી દરેક વસ્તુઓનાં મધ્ય-બિંદુને ખેંચે છે, જેમાં હલકી વસ્તુ ભારે વસ્તુ તરફ ખેંચાઇ જાય છે, આને પરિણામેજ સામસામા તથા ઉપર નીચે આજુબાજુના ખેંચાણને લીધેજ (Force of gravity ને લીધેજ) પૃથ્વિ, ગ્રહો, સૂર્ય મંડળો, નક્ષત્રો વગેરે ગોળ ગોળ ફર્યા કરે છે. પણ અવાજ તથા વિચારનો મુળથીજ મહા શુક્ષ્મ અને મૂળ મહાકારણ રૂપી તત્વ હોવાથી સર્વને ભેદી આગળ વધે છે.

(૪) આમતો સાધારણ અવાજ, શબ્દ કે વિચારનાં સંબંધમાં બને છે, પણ જેને **માંથ્ર** યાને **મંત્ર** તથા **મીથ** એટલે (Spiritual will) આત્મીક બળ સાથના મજબુત વિચારમાં તો ખાશ ઉંચા ભુવનો **આસ્માનો** તથા **હોશો** તરફનાં **આશીર્વાદ** પ્રેરણા તથા ખેંચાણ હોવાથી માંથ્ર અને મીથની ગતિને રોકવા, રૂંધવા કે અટકાવવા કોઇ પણ ખાકી કે શુક્ષ્મ શકિત સમર્થ નથી.

(૫) હવે જપનો શબ્દ એ ખુદાનાં સર્વોત્તમ નામનો શબ્દ હોવા ઉપરાંત, મીનોઇમાં અસલથી વ્યાપેલા અનહદ નાદનાં અને સુક્ષ્મ, કલ્યાણ કારી, શાંતિકારક, સુખદાયક, વૃદ્ધિ શુદ્ધિ કરનાર ધ્વનિઓમાંથી, ખુદારસીદા મહાયોગી પયગમ્બર સાહેબે, પોતાનાં મીનોઇ ભાનમાં (God conscious-ness) માં સાંભળી, જોઇ, જાણી, અનુભવી તે ધ્વનીઓનાં મીનોઇ સ્વરૂપને બંધ બેસતાં ખાકી જગતમાં મળી આવતા રંગરૂપ ઉત્પન્ન કરનારા અવાજને બરનો ખાકી જગતની ભાષાનાં, (માણુસ બોલી શકે એવા) અક્ષરો ગોઠવી બનાવેલો શબ્દ છે.

(૬) મીનોઇનાદ અનહદનાદ (અહુનુવરનાંનાદ) ની જે ગતિથી આ તથા ઉપરની જગતો હસ્તીમાં આવી, ટકી રહી, આગળ વધી રહી છે તેમાં-નાંજ સર્વોત્તમ ધ્વનિઓનો અવાજ તે ખુદાનું નામ છે.

(૭) શબ્દ બ્રહ્મ ( The Word ) અહુરનો શબ્દ (કાદરનો કુન્ન કુંફ્ન ) એજ મુળ પ્રથમ ઉત્પત્તિ, ગતિ, ( હસ્તીમાંથી નીસ્તી કાઢી નીસ્તીને હસ્તીમાં ફેરવવાની ) નું મહાકારણ છે, તેનુંજ સ્વરૂપ ( રૂપ-રંગ-અસર ) ખુદાનાં નામનાં શબ્દોમાં મળી આવે છે, કારણ કે ખુદાનું ( પ્રભુનું ) નામ પ્રથમ તેને પોતેજ પ્રગટ કર્યું હતું, ઉચ્ચાર્યું હતું ( જેની પહેલાં કોઇજ નહી હતું તેનું નામ બીજું કોણ પાડી શકે ?

(૮) એક જપ કરનારને જપ કરવાની ઇચ્છા ત્યારેજ થાય છે કે જ્યારે તેને પોતાનાં અસલ વતન તથા સર્વોતમ ફરજનું ભાન થાય છે, જ્યારે તેનો સ્વભાવ તમો ગુણ છોડી વધુ સાત્વિક બનો, તેનાં હૃદયને ખરેખર આત્મ જ્ઞાનની તરસ લાગે છે, જ્યારે તેનો જીવ બધેથી નિરાશ થઇ સર્વ આશા પુર્ણ કરવા સમર્થ એવા સર્વ શક્તિમાન ખુદાનાંજ કલ્યાણકારી શીતળ ચરણો પર ઢળી પડી સર્વ દુ:ખ ઉપાધિ ચિંતાઓનાં ભારે બોજાથી મુક્ત થવા ખરાં દીલથી તળસે છે.

(૯) જ્યારે તે જપ કરવા બેસે છે ત્યારે પહેલાં (માર્ગી નામ સ્મરણ ભાગ ૧ લાની ચોપડીમાં "જપ કરવા માટેની તૈયારીઓ" વાળા પ્રકરણમાં બતાવેલા જેવા ) અમુક તન મન તથા આજુબાજુનું બ્હારનુ તથા અંદરનું વાતાવરણ પવિત્ર કરવાનાં નિયમો પાળતોજ હોય છે. એટલે તેનાં શરીરમાં રહેલા ગુપ્ત આતશો તથા પ્રાણોની ગતિઓ વધુ સુક્ષ્મ તથા તેજોમય થયલી હોય છે.

(૧૦) વળી જપ કે જે દરેક મોટા ધર્મનાં બાતેન (ગુપ્ત) તરીકાનાં ખાસ અમલનો અતિ મહત્વનો (જેનાં) વગર આગળ જવાયજ નહી એવો) ભાગ છે તે શરૂ કરવા પહેલાં જપ કરનારે પોતાનાં શરીરો, મન, બુદ્ધિ, જીવ (ઉરવાન) આત્મા (ફ્રેરોહર), ગુરૂ, (મારેફત Guide), ભુવનો (આસ્માનો Planes) કેહર્પનાં ચક્રો, ઉંચા હોશો, તથા ખુદાનાં સાકાર તથા નિરાકાર સ્વરૂપ વિષે, તથા ભક્ત અને ભગવાન વચ્ચેનાં સંબંધ વિષે સાધારણ અક્કલ પસંદ જ્ઞાન મેળવ્યું જ હોવાથી, તે ઘણી શ્રદ્ધા, ખાતરી, જ્ઞાન તથા પ્રેમપૂર્વક પોતાની આ સાધના પુરતા જીગરજાનથી કરે છે.

(૧૧) વળી નીતી રીતીનાં સાધારણ નીયમો તથા ખુદા પસંદ પવિત્ર જીવનનાં મૂળ સિદ્ધાંતો જેવા કેઃ-બ્રહ્મચર્ય, સાચુંજ બોલવું. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર જેવા દુર્ગુણોને કબજે રાખવા, અહિંસા, દયા, પરોપકાર, પરમાર્થ વગેરેનો અમલ તો થોડો ઘણો કરતોજ હોય છે.

એટલે

ઉપલી બધી બાબતો યાદ રાખી આપણે તપાસીશુ તો જણાશે કે જ્યારે એક ભકત ખુદાનાં નામનાં શબ્દનો મનમાં. કંઠમાં, હૃદયમાં કે હોઠથી ઉચ્ચાર કરે છે કે તુરતજ તે શબ્દને લગતા (Corresponding) મીનોઇ (આત્મીક) સ્વરૂપનાં નાદને જાગૃત કરી બહારની જગતમાં ફેંકે છે, એટલે જપનો માનસિક ઉચ્ચાર થતાંજ, એક, તે જપનાં અસલ રંગની રોશનીનું કીરણ, તે જપ કરનારનાં નાકની અણી હૃદય યાતો બે આંખો વચ્ચેની જગા ઉપરથી છુટી, એક પળમાં ૧,૮,૬૦૦૦ માઇલ જેટલી ઝડપે, ડાબીથી જમણી તરફ આગળ વધતાં, પ્રમાણમાં મોટી થતી રજ્જુ જેવી ગતિએ, બહારની જગતમાં આગળ ધસે છે. આમ થતાંજ તે કીરણ ઉપર તુરતજ આ જગતમાં હરપળે હરેક ઠેકાણે કાર્ય કરતા (Physical) ખાકી તથા (Subtle) શુક્ષ્મ નીયમો બળો (forces) જેવા કે સમભાવી ગતિઓ (Laws of duality) વિરોધ ભાવી ગતિઓ (Laws of Polarity) આકર્ષણ (Force of gravity) તથા અનેક પ્રકારનાં ચઢ ઉતર આકર્ષણો (Magnatic forces) કાર્ય કરવા મંડી જવાથી તે પવિત્ર કીરણ, કુદરતની સફેદ બાજુમાંથી સાત્વીક પવિત્ર પોષણ મેળવતું મેળવતુ તથા કુદરતની કાળી (સીફળી) બાજુ (દરૂજી, અપવિત્રાઇ, અહેરેમની, વિકારો) તોડતું તોડતું કાળાને સફેદમાં, અંધકારને રોશનીમાં, બુરાંને ભલાંમાં ફેરવતું ફેરવતું, આગળ વધી સર્વ અણુંઓ, વસ્તુઓ, વ્યકિતઓ, જીવો, હોસો, ગ્રહો, આકાશો, યઝદી પ્રવાહોમાંથી, જેવું તેવાંને ખેંચે તેમ, સર્વોત્તમ સાર ખેંચતું ખેંચતું, સર્વ આલમો, જેવી કે અરવાહી (પ્રેતલોક) જીરમાની (ગ્રહોની દુનીયાનો) તથા મીનોઇમાં જઇ ત્યાંના મૂળ નાદ, કે જેનોજ તે જપ પ્રતિનિધિ છે, તેમાં મળી, યઝદો, અમેશાસ્પંદો તથા ખુદ અહુરમઝદ ખુદાની નજર (આશીર્વાદીક દૃષ્ટિ) હાંસલ કરી, પાછું પેલા જપ કરનાર તરફ ફરે છે. આમ જપ કરનાર પાસેથી એક નાનાં બિંદુ તરીકે નીકળી. રજ્જુનાં આંટાઓની માફક મોટું થતાં થતાં સકળ જગતમાં ફરી અસંખ્ય બીજાં ભકતો, સંતો, મહાત્માઓ, વલી-ઓલીયાઓ, પીર-મુરશદ

સદ્દગુરૂઓ, યોગીઓ, ઊક્રમાઓ, જ્ઞાનિઓ શાહરવો પયગમ્બરો, અવતારી પુરૂષો, તથા ઉંચા મિનોઇ હોશોનાં ભાન. જ્ઞાન, ખોરેહનાં આણુઓ અહીં, જપ કરનારનાંજ હ્રદય તરફ પાછું ફરે છે. જ્યાંથી જેની મૂળ ઉત્પત્તિ થઇ ત્યાંજ તેને પાછું ફરવાનો જગતમાં અચલ કાયદોજ છે.

---

## ( આશાવરી )

આ દુનિયામાં જાણુ ભાઇ, કોઇ ન આવે કામ;
કરલે નેકી ભાઇ બહીનો, બુરો આવે અનજામ...

ચળ વીચળ આ સંસાર લાગે,
અવ્વલ આખીર દુઃખ બતાવે;
ભજ યક ખુદાનું નામ...આ...

ફેશન તુંજને પ્યારી લાગે,
જળે ન દીલ તુંજ ખુદાઇ આગે;
ફના તુંજ ફેશન બીજું નામ...આ...

સ્વાર્થ સઘળે સગાઇ બતાવે,
પ્યાર પ્રપંચી તુંજને સતાવે;
છોડી દે માયા તમામ...આ...

વિચાર વચન ને કામ ભલાં કર,
અષો જરથોસ્તની અષોઇ દીલધર;
રાખ દીલ કોમનું અભિમાન...આ...

સંસાર તરવો સહેલું ન ભાઇ,
"માણેક" માયા જુઠી સગાઇ;
હરદમ ધર યઝદાનું ધ્યાન...આ...

---

The soul is on earth an immortal guest,
Compelled to starve at an unreal feast.

(Hannah More)

હે ઉધરતા ઉછાછલા યુવાન! આ તારી જુવાનીની મસ્તી કેટલા દહાડા ચાલુ રહેશે? માણસની જુવાની પુરાં ૨૦, વરસ પણ ટકતી નથી તો તું નકામો શાના ફુંફાડા મારી અનુભવીઓની વચ્ચે તારી હાંસી કરાવી રહ્યો છે?

હે ઘરના ઘેલા ને બહારનાં ડાહ્યા સમાજ સુધારક! તું કોને સુધારવા નીકળ્યો છે? પહેલે તું પોતેજ સુધરી જાને ભાઇ?

"Acts speak louder than words."

(Ramtirtha)

કવિ કહે છે કેઃ—

તુજે પરાઇ ક્યા પડી, તું અપની નીવેડ,
તેરી જહાઝ દરીયાવમેં, ડુબે નહીં ત્યું ખેડ.

સ્વામી રામતીર્થ પુછે છે કેઃ—

Who are you who go about to save them that are lost? Are you saved yourself?

જેઓ સદમાર્ગ ભુલ્યા છે તેમને બચાવા જનાર તું કોણ છે? તું પોતેજ બચી શક્યો છે કે?

---

## ( રાગ—બિહાગ-પદ-તાલ, આશાવરી )

હોહિ ઘડીકો શ્વાસ, કરે મન;
લાખ બરષકી આસ. ૧
તનકે ગૃહકો નહિ ભરોસો;
પલમેં હોવે નાશ.
તબભિ નિલયકો બાંધત જાને;
જીવન અગણિત માસ. ૨
કુંદન કંચન વૃક્ષો દેખત;
રહત મગન તું ખાસ.

કોઈ ભી નહિ સંગ ચલે જબ;
છોડ ચલેગો બાસ. ૩

પીવન તૃષ્ણા બહુતહિ રાખે;
કામધેનું કી છાશ.

અમૃત ફળકો ત્યાગ કરી;
તું ખાવે ખારો ખાસ. ૪

પાતકમેં નિશિદિન તું ગુમાવે,
નહી ભકિત અવકાશ.
સત્ય નામ સૌ ઝગડી હોવે,
પંચ દૈત્ય કો દાસ. ૫

અજહુહી હૈ સમય સમજલે,
નાથ નાથકો રાસ.
ઐસી કરણી કર ફિરોજ કે,
રહ જાવે કુલ બાસ. ૬

(ફી. રૂ. બાટલ

---

અને હે રૂપની રાણી ગણાતી લલના! તું કેટલા દહાડા આ ત્હારૂં સ્વરૂપ સાચવી રાખી શકશે?

જુઠો મદ જોબન તણો, જુઠો પ્રેમ કઠોર,
જુઠી માયા જગતણી, જુઠો જરનો જોર.

(દાદી શતસાઇ)

હમણાંથીજ તને ખુબ સુરત અને જુવાન દેખાવા, તારા હોઠ રંગવા પડે છે! મોંઢે ચુનો લગાડવો પડે છે, ભવાંને તથા નખને સાહી લગાડવી પડે છે! બનાંવટી બાલ કરવા પડે છે, તો થોડાંજ વરસ પછી જ્યારે કલર અને પાવડરનાં લેપડા પણ ત્હારો બુઢો કદરૂપો કરચલીવાળો ચેહરો ઢાંકી શકશે નહી. દાંત પડી જવાથી ગાલમાં ખાડા પડી, દાઢી બહાર નીકળી આવવાથી મોઢું ઘરડી વાંદરી જેવું લાગશે નાકનું ટીચકું પણ ઘરડું થઇ ઝુકી પડી દાઢી સાથે વાતો કરશે. આંખમાં ઉંડા ખાડાઓ તથા કાળાં ચકરડાંઓ યુવાનીનાં અપવિત્ર જીવનની શાક્ષી આપશે ત્યારે એક રખડતુ

કુતરું પણ ત્હારી સામે નજર કરવાં પરવાહ કરશે. નહી. નાનાં છોકરાંઓ તારૂં કદરૂપું મોઢું જોઇ તને દાકિંણ સમજી બીહ મરશે. તો અત્યારેજ જ્યારે **આંખોમાં ખુદાઇ નુર છે,** ત્યારેજ તું તે **નુરનાં સાહેબ** પર નજર લગાડ.

સંત પુરૂષો બાલ લાંબા વધારે છે. ત્યારે તું કુદરત સામે બળવો જગાડી ખુદાએ આપેલો સુંદર **ચોટલો કાપી** નાંખી બોડકી બની, સમજુઓમાં હાંસીને પાત્ર ઠરે છે!

હે સહાસીક વેપારી, સાહુકાર કે અમલદાર! તું અહીં છે તેટલા દહાડા પણ ત્હારા વેપાર, સાહુકારી કે અમલદારીની ખાતરી નથી તો પછી તું શા ઉપર આટલો અકડે છે? ચાલીશ ઉપર બેજ વધતાં "બેતાળાં" આવી આંખે ચશ્મા ચઢશે; પચાસે તો પીઠ વળી જઇ પગો ચાલતાં લથડશે 'સાઠે તો બુદ્ધિ નાઠી,' તને સાધારણ વિવેકનું પણ ભાન રહેશે નહી. ત્હારી આજુબાજુ ત્હારી ઉમરનાંઓને ટપોટપ મરી જતાં જોઇ ત્હારાં હાડેહાડ ધ્રુજશે અને એક દહાડો અચાનક જ્યારે તને ઉપાડી જવા જમનાં દુતો આવી પુગશે, ત્યારે તુંને તે સાહેબે દોજહાન સનમુખ ત્હારાં કર્મ કરતુકોનો હીસાબ આપવા હાજર થવું પડશે.

મોત ન મુકે કોઇને હોય પયમ્બર પીર,
શરણ થયા સુલતાન કેં રાજા રંક અમીર.

(દાદી શતસાઇ)

ત્યાં તને કોઇ એમ નહી પુછે કેઃ-તું શું ખાતો હતો? શું પહેરતો હતો? શું કમાતો હતો? શું બચાવતો હતો?

અરે ત્યાં તો તને પુછશે કેઃ—

"તે કેટલાંને પાળ્યાં? કેટલાંને રડાવીયાં, રંજાડીયાં? કેટલાંને માર્યાં? કેટલાંને ઉગારીયાં? તેં કોનું ખાઇ, કોનાં ગીત ગાયાં? જ્યારે તને ત્યાં પુછશે કે ત્હારા અન્નદાતા પાળનહારને તું યાદ કરતો હતો કે? ત્યારે ત્હારે શરમથી મોઢું જમીનમાં ખોસવું પડશે. ભકતો તથા સંતોની ત્યાંની મીનોઇ અનજુમનમાં તું તો મોર પોપટનાં ટોળામાં એક કાળા કાગડા જેવો લાગશે. જગતમાં હરામ માલમલીદા ખાઇ તું લાલ ચણોટી જેવો ફરતો હતો! **એરણોની ચોરીઓ** કરી કોઇ કદાચ તેમાંથી સોયનાં દાન કરી હાતમદીલનાં સખાવતીમાં ખપતો હતો! પણ હે નીમકહરામ જીવ! પળેપળ, જીવતો

રહેવા, જેની સ્વચ્છ હવા ત્હારાં ગલીચ ફેફસામાં ભરતો હતો, દીનમાં ચાર વાર ઉત્તમ મેવા મિષ્ટાનોનાં ખુમચાઓ ત્હારાં પખાળ જેવાં પેટમાં ભરી જગતની ગરીબીમાં વધારો કરતો હતો! પવિત્ર નિર્મળ અમૃત જેવું પાણી પી દીવસમાં અનેકવાર ધરતી પર ખરાબ શરીરનો કચરો કાઢી ગંદકી કરતો હતો. જે હાથ ચઢે તે ઉડાવી લઇ ખાઇ, પી પહેરી ઓઢી દેવા તું ગીધની માફક તળપી રહેતો હતો. પણ આ બધું કરતાં તને કદી પણ ખ્યાલ આવ્યો હતો કે "આ બધું જેનું હું વાપરું છું તેનો હું બાલેબાલ દેવાદાર છું?" ત્હારાં હૃદયનાં ઉંડાણમાંથી તેં કદી પણ તેનો આભાર માની તેનો બદલો સાચાં હૃદયનાં પ્રેમ, ભક્તિ કે પરમાર્થથી વાળી આપવાનો વિચાર કર્યો હતો?

A great man without religion is no more than a great beast without a soul.

(Defoe)

બીના હરીકે ભજન મુફત જન્મ ગુમાયા,
દુનીયાકી મૌજમે ફી રે સદાહી ભુલાયા...

યહ બારબાર દેહ મનુજકા ન મિલેગા;
ડાલિસે ટુટા ફુલવો ફિરકે ન ખીલેગા,
દિન ચાર પાંચકે લિયે કયા ઢંગ જમાયા...

જિનકો તું માનતા હે મેરે હૈયહ પિયારે;
વો છોડકર તુંજે જંગલમે ઘરકો સિધારે,
પરલોકમેં ન તેરા કોઈ હોત સહાયા...

મોહકી મદિરાકો પીકે મરણ ભુલાયા;
ચુસચુસ વિષયા રસકો ફિરત ફુલાયા,
જબતક ન ચુહેકો બિલીને સુખમેં ઉઠાયા...

કહેતા હે બ્રહ્માનંદ બ્રહ્માનંદ લિજીયે;
સદા હરિકા ભજન દિલ લગાકે કીજીએ,
જિસને કિયા સો ફિર ન ગર્ભવાસમે આયા..

પણ આ શરિરની માયા, તથા આ શરિરનેજ "હું" તરીકે ઓળખવાની ભુલ ખરી સ્થિતીનું ભાન થાવા દેતીજ નથી.

We all dread a bodily paralysis and would make use of every contrivance to avoid it, but none of us is troubled about a paralysis of the soul.

( Epictatus )

અને પરિણામે તો આ શરીર સુદ્ધાં સર્વ પ્રીય વસ્તુઓ છોડીનેજ ચાલ્યા જવું પડે છે.

માત તાત તજવાં પડે પુત્ર પ્રીયા પરિવાર,
આદમ ! અજલ અજીત છે સાર રહીત સંસાર.

(દાદી શતસાઇ)

તો પછી ઇનશાનને લાજમ છે કે પ્રભુમય જીવન જીવી પોતાની અંદરનું સ્વર્ગનું રાજ જીતી અખંડાનંદમાં રહે છે.

Live ye the Kingdom of Heaven which is in you, which is you. and all the things are added unto you.

( Ramtirtha )

માટે હે પ્રીય જીવ! હજુ પણ બહુ મોડું થયુ નથી, ભુલ્યો ત્યાંથી ફરીથી ગણ, આજથીજ, હમણાંજ આ ઘડીએજ તહારા પવિત્ર અંતરના ગયબી અવાજને પુછી જો. પવિત્ર થઇ, એકાંતમાં બેસ, એકલો બેસ, આંખો બંધ કર, કાન બંધ કર, અને અંતર આત્માને પુછી જો કે ખરી આઝાદી મેળવવા મ્હારે શું કરવું ? અને નક્કી માનજે કે તે અંદરનું આઝાદ પખેરૂં પોતાનાં દિવ્ય સુંદર સરોદે તને ગાઇ સંભળાવશે કે:—

તમે તોડો બેડી બંધો જમે છે સઉને ઘેરીયાં,
મોહ માયાનાં સૌ ફંદો સતનાં છે જાણો વેરીયાં ..
ચેતન પંખીનાં ચાળા મનમાં છે એના માળા,
ઇચ્છા એ બદલે ગાળા ફરેરે ફરફર ફેરીયાં...
જુગજુગ જલતી જવાલાં સુર્ય ચંદ્રને તારા,
નુરાની નુર વાળા એ જાણે મોતી વેરયાં...
માનવ અરે મુછાળા મેલાં હૈયાંના કાળા,
શાનો કરે ઉછાળા ? રે કુંકે ફરતા ફેરીયા...

અબજો અદના આળા કરામત કૌવત વાળા
જપે મહોબતની માલા હરિનાં હૈયે હેરોયાં...
ભક્તિનાં મારી ભાલા ધરો મહોબતની માલા,
'માણેક' બની મતવાલા મહાલે મંડપ મેડીયાં ..

હે પ્રીય જીવ! ત્હારી મુક્તિ, ત્હારી ઉન્નત્તિ ત્હારાજ હાથમાં છે. નસીબ જેવું પણ કંઇજ નથી.

"Thought is another name fot fate."

(Ramatirtha)

(અર્થ)

વીચાર એજ નસીબનું બીજું નામ છે.

**મહારાષ્ટ્રનો મહાન સંત શ્રી રામદાસ પોતાનાં "દાસબોધ" નામનાં ગ્રંથમાં કહે છે કે:—**

"દેવ દેવાલયની અંદર હોય છે અને કાગડો દેવાલયની ઉપર બેઠો હોય છે; તેથી કાંઈ કાગડાને દેવ કરતાં મોટો કહી શકાતો નથી. સભા ભરાય સભા મંડપમાં અને વાંદરો બેસે સ્તંભ ઉપર, તેથી તેને શાણો અને મોટા મોટા લોકોની સભા કરતાં શ્રેષ્ટ માની શકાય નહિ, બ્રાહ્મણ તો સ્નાન કરીને પાણીની બહાર નીકળી જાય છે. પરંતુ બગલો પાણીની અંદરજ બેસી રહે છે, તેથી કાંઇ તેને બ્રાહ્મણ કરતાં ઉત્તમ માની શકાય નહિ. બ્રાહ્મણોમાં કેટલાક નિયમપૂર્વક રહે છે અને કેટલાક અવ્યવસ્થિત રહે છે; પરંતુ કુતરાંતો સદા ધ્યાનસ્થજ હોય છે, તેથી તેમને કંઈ ઉત્તમ કહી શકાય નહિ. બ્રાહ્મણથી એકાગ્રતા સાધ્યે થઇ શકતી નથી અને બિલાડી એકી ટગરે જોઇને બેસી રહે છે, તેથી તે કાંઇ બ્રાહ્મણ કરતાં શ્રેષ્ટ થઈ શકતી નથી. બ્રાહ્મણો ભેદાભેદ જુએ છે અને માખી સર્વ સ્થળે અભેદભાવથી વર્તે છે; તેથી કાંઇ તેને જ્ઞાનનો બોધ થયો છે એમ કહી શકાશે નહિ. ભિખારી ઉત્તમોત્તમ વસ્ત્રો પરિધાન કરે અને શ્રીમંત ઉઘાડોજ બેસે, તોપણ જે જ્ઞાતા હોય છે તે તો તેની પરીક્ષા કરી લે છે. સારાંશ એજ કે ફાવે તેટલો બાહ્યાચાર હોય પણ તે લૌકિકજ છે. અહીં તો મુખ્ય અંતર્નિષ્ટાજ હોવી જોઇએ લૌકિક આચાર ગમે તેટલો કરવામાં આવે, પરંતુ તેથી કંઇ અંતઃકરણમાં સાચું થવાનું નથી. **જે પરમાત્માને ભુલી જાય છે તે આત્મઘાતક છે.**"

ખરી પરહેજગારીનો રાહ તો તદ્દન જુદોજ છે. એમાં ઢોંગ, દંભ, છળ, કે બહારનાં દેખાવની કોડીની કીમત નથી. એમાં તો **જીવતાં જીવત મરી જાણવું જોઇએ.** સાચી ભક્તિ એટલે તો શીશનું સાટું.

**મરને કુ તો સભી મરેંગે આખેર મોત કીફાયત હય,**
**ઇસ મરનેમેં અજબ મજા હય જી તે જી મરજાને મે.**

એટલે આ શરીરની ઇંદ્રિયોનાં ક્ષણીક સુખોનો મોહ મારી નાંખીને. સુખ કે દુઃખ રુપી ધખારાઓ ત્યાગી સદા ભગવદ ભજન (ખુદાની પ્રેમ ભરી યાદ) તથા પરમાર્થમાંજ લીન થઇ ખુદા જે સ્થિતિમાં રાખે તે સ્થિતીનેજ સર્વોત્તમ માની પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું.

પણ આની, સામે જ્યારે આપણી અત્યારની યુનીવરસીટીની કંગાળ કેળવણી! પામેલો કોઇક ગ્રેજ્યુએટ અચાનક અક્કલનાં દાણા વેરી નાંખી કહે છે કેઃ—"હું તો ખુદા જેવી કોઇ ચીજમાં માનતોજ નથી." "ખુદા છે એમ પુરવાર કરો!" ત્યારે એની મગજની હાલત માટે શંકા જવા ઉપરાંત, એની મુર્ખાઇ ભરેલી ઘોર અજ્ઞાનતા તથા સાધારણ અક્કલની કોતાહી માટે દયા આવે છે.

ખરેખર તો વિજ્ઞાન ( Science ) અને આત્મજ્ઞાન ( Religion ) એ બન્ને એક બીજાને પુરવાર કરે છે. એ બેઉ એકજ નીસરણીનાં ચઢઉતર પગથીયાં છે. પણ વિજ્ઞાનની હાંસી કરાવે એવા શીખાઉઓ વિદ્યાનાં અખુટ ભંડારમાંથી બેચાર ચોપડી વાંચી એક બે પરીક્ષા પસાર કરી એકાદ ડીગ્રી મેળવવાથીજ મગજનું સમતોલપણું ગુમાવી દઇ, ધર્મ કે ખુદા જે વિષે તો એ કંગાળ કંઇજ જાણતો નથી; છતાં અભિમાન આવી, અજ્ઞાનતા સ્વીકારતાં તેને અટકાવે છે; એટલે જોકે પોતે સાયન્સનાં મહાસાગરમાંથી પ્રણ હજુ તો માત્ર એકુ ટીપું મેળવ્યું નથી એટલામાં તો ધર્મ અને ખુદા સામે હુમલો કરવા મંડી જાય છે, ત્યારે ખરેખર આ પેટભરૂ જગતમાં ભણેલા ગણાતાઓની મુર્ખાઇ માટે અફસોસ છુટે છે.

જેઓ પુરૂં વિજ્ઞાન ( Science ) તેનાં અસંખ્ય ફાંટાઓનાં કંઇક જ્ઞાન સાથે જાણવા સમર્થ કે નસીબદાર નીવડયાં છે, તેઓ તો ધર્મ, કુદરત, ખુદા, તથા આત્મજ્ઞાનને; વિજ્ઞાનનોજ હજુ નહી જણાયલો- ગુપ્ત રાખેલો, વધારે ચઢીઆતો, અધરો ભાગ સમજી, તેની તરફ માનની દૃષ્ટિથી જોવા ઉપરાંત, તેનું જ્ઞાન હાંસલ કરવાનો ચાલુ પ્રયત્ન કરે છે.

નામાકીત સાઇન્ટીસ્ટ ચાર્લ્સ દારવીન કહે છે કે;—

" The existence of a Creater and Ruler of the universe has been acknowledged by the greatest men of the world."

તેઓ સમજી શકે છે તથા પોતાનાં બહોળાં જ્ઞાન તથા અનુભવથી જાણી શકયા છે કે; માણસોની ખાકી રીતની શોધખોળોનાં સાધનો ઘણાંજ અપુર્ણ હોવાથી વિજ્ઞાને ગઇ કાલે જે સિદ્ધાંત ખરો જણાવ્યો હતો તે આજે ખોટો પડેલો જણાય છે. અને આજે કરેલી શોધખોળ આવતી કાલે ખોટી પડવાનો સંભવ છે. સો દોઢસો વરસ ઉપરનાં મોટા સાયન્સનાં ખાંઓને, " પૃથ્વિ ગોળ છે અને સુર્યની આજુબાજુ ફરે છે " એવું જાહેર કરનારાઓને જીવતા બાળી મુકયા હતા.

જ્યારે એથી ઉલટું સાયન્સની શોધખોળનાં વધવા સાથે જુનાં ધર્મોનાં જુના રીતરીવાજો ઉપર સારો પ્રકાશ પડી તેનું ઉપયોગીપણું પુરવાર થતું જાય છે. છાળકાં મગજનાં વખારાની ધુંધમાં ધર્મનાં જે ઉત્તમ સત્યોને " Humbug " ગણી કાઢી હસી કાઢવામાં આવતાં, તેનીજ સચ્ચાઇ તથા ઉપયોગી પણાને અત્યારની સાયન્સ સંપુર્ણ ટેકો આપતી જણાય છે. પણ આ વાંદરનકળ ( Imitation ) ચોરૂટીયાં વનવાગળાંઓને એમાંથી એક પણ ( સાયન્સ કે ધર્મ ) પુરેપુરૂં જાણવાની ફુરસદજ કયાં છે ?

આજનો શીખતો છોકરો કોલેજમાં ગયો એટલે જાણે છાપરે ચઢી ગયો તેમાં વળી સારે નંબરે એના કચરા જેવા ખાખી જ્ઞાનના સ્પેસીયલ સબજેક્ટમાં પાસ થયો તો જાણે વાદળ પર બેસી ગયો અને જો કદાચ નસીબ સંજોગે વીલાયત જઇ આવ્યો તો જાણે આસમાન પરજ ચઢી ગયો અને હજારો જમાનાઓનાં જ્ઞાનીઓનું બધું જ્ઞાન ફકટ ૧||) વરસ વિલાયત જઇ આવવાથી જાણે એનાં ૪, ઇંચિનાં ભેજાંમાંજ આવી ગયું એમ સમજી બેસે છે. તેનું કારણ એજ કે જનસમાજનો મહા મોટો ભાગ, ધર્મ, આત્મા અને ખુદાને ભુલી ગયો હોવાથી મોટે ભાગે સર્વ માન ચાંદની વહેંચણી આત્મીક દૃષ્ટિથી વીરૂદ્ધ, ખાકી લાભ, ક્ષણીક ચાઇ ચાઇ તથા પેટ ભરી ખાવાનીજ વાતોનાં માનનારાઓમાંજ થાય છે. પણ વિજ્ઞાનનો (Science) એટલે આજે જાહેર થયલી ખાકી વિદ્યાઓનો જ્યાં છેડો આવે છે, ત્યાંથીજ આત્મજ્ઞાન અને ધર્મજ્ઞાનની શરૂઆત થાય છે.

જુઓ ફ્રાંસનો નામાંકિત સાયન્ટીસ્ટ આ બાબત શું કહે છે:—

"Posterity one day will laugh at the stupidity of our modern, materialistic philosophy of today. The more I study nature, the more I stand bewildered and admiringly before the works of the Creator. I pray during my work in my laboratory."

(A. Pasteur.)

વિજ્ઞાન અને ધર્મ એ એકજ દાદરનાં નીચે ઉપરનાં પગથીયાં છે. આખો દાદર ચઢી ગયા પછીજ માલ ઉપર જઇ શકાય છે. પણ કોઇ મુર્ખ દાદરના નીચલાંજ પગથીયાંને વળગી બેસી બુમો પાડે કે:-"ભાઇઓ માળ જેવી કોઇ ચીજ છેજ નહી; હેઠળજ ફકત હસ્તી ધરાવે છે, જુઓ હું બહુજ હુશીઆરને ડાહ્યો છું એટલે આ નીચલાં પગથીયાં પરજ ચીટકી બેઠો છું; ઉપર બીજાં પગથીયાં છે પણ તે તો બધાં "Humbug" છે." વગેરે તો તેની અકકલ વિષે શું સમજવું ?

પણ આ બેઉ દાદરો ચઢી ઉપર પુગી ખરી મોજ તથા સત્યને જાણી ચુકેલા જ્ઞાનીઓને આ દોઢ ચતુરો "અસળી વીચારનાં" "અભણ!" "ઓરથો દોક્ષ" વગેરે કહે છે ત્યારેજ સમજાય છે કે ઘુવડ તે સુર્યને કેમ જોઇ શકે ? ચોટલી સુધી માયા અને અભીમાનનાં કાદવમાં ડુબેલો ઉઘાડી આંખે પણ કાદવ સીવાય કશું જોઇ શકેજ નહી.

History, Mathemetics, Chemistry કે Economics ના એક્ષપર્ટનું ખુદાઇરાહનું જ્ઞાન તો મોટું મીડુંજ હોઇ શકે એ તદન દેખીતું છે, વકીલ જો દાકતરી કરે અને દાકતર વકીલાત કરે તો ઘરાકની સાથેજ પોતે પણ માર્યો જાય તેજ પ્રમાણે સુધરેલો યુવાન ધર્મ તથા ખુદાની વાતોમાં માથું મારી વધારે મોટા છબરદા કરતાં જણાય છે.

બાકી ખુદા છેજ. "ખુદા છે?" એમ પુછનારને હું ચેલેન્જ કરૂં છું કે "ખુદા નથી" એમ તું **પુરવાર** કરી શકે છે? તું **છે એજ દેખાડે** છે કે ખુદા છે. નાનપણમાં જેનો બાપ મરી ગયો હોય એવો કોઇ કમનસીબ કહે કે "મારો તો બાપજ નથી, અને કદી હતો પણ નહી! હતે તો હુંજ નહી જોઇ શકતે કે ?" તેવીજ રીતે ધુળ મટોડી અને જંતુઓની વિદ્યાએ શીખેલા ? ખુદાની હસ્તીમાં કે ધર્મ જ્ઞાનમાં માનવા ના પાડતા જણાય છે

સ્તર વિદ્યા, ખગોળ વિદ્યા, કે જંતુ વિદ્યાનાં પુસ્તકોમાં પરમ પવિત્ર નિરાકાર, નિરંજન પરમાત્માને ઢુંઢવા જાય તે નીરાશજ થાય ને ?

કોઇ મોટા વહાણમાં બેઠેલો આંધળો લાંબા ટુંકા હાથ કરી વહાણનેજ શોધવા આમ તેમ દોડે તો તેનાં હાથમાં શું આવે ?

જ્યારે સકળ જગતજ ખુદ ખુદામાં અને ખુદા ખુદ જગતમાં રજે રજ સમાયો છે, એ વાત કાંઇ, આ ત્હારી ચશ્મા વગર ચાર ફુટ દુર ન દેખી શકાય, એવી ખાકી આંખે જોઇ શકાશે ?

ખરેખર તો એવો હૃદય વગરનો માણસ હોતોજ નથી, કે જે-ખરેખર માનતો હોય, કે ખુદા નથી.

"Aetheism is rather in the lip than in the heart of man."

( Bacon )

( અર્થ )

માણસની જીભજ નાસ્તીક છે, હૃદય નથી. વળી કહ્યું છે કે:—

"The fool hath said in his heart, there is no God."

( Psalms XIV-I )

(અર્થ )

મુર્ખજ પોતાનાં હૃદયમાં કહે છે કે ખુદા નથી.

"The Lord of all, himself through all diffused,
Sustains, and is the life of all that lives."

( Cowper )

( અર્થ )

તે સર્વનો સાહેબ પોતેજ સર્વમાં વ્યાપી, ટકાવી રાખનાર તે સવ જીવ માત્રનું જીવન છે.

God is everywhere ! the god who framed mankind to be one mighty family, Himself our Father, and the world our home.

( Coleridge )

( અથ )

ખુદા પાક સર્વ ઠેકાણે છે! તે ખુદા કે જેને માણસ જાતનાં મોટાં કુટુંબની રચના કરી, તે આપણો બાપ અને આ પૃથ્વિ તે આપણું ઘર.

મહાત્મા કબીર કહે છે કેઃ—

ધરતીકો કાગજ કરૂં કલમ કરૂં બનરાય,
સાત સમુદર સ્યાહી કરૂં હરિગુણ લિખ્યો ન જાય.

ભારી કહું તો મૈં ડરૂં હલકાં કહું તો જુઠ,
મૈં કયા જાણું રામકુ નૈનો કબ હુ ન દીઠ.

એ તો જેના ઉપર ગુરૂ કૃપા ઉતરે તેજ ખુદાની પીછાન, ઇશ્વરની ઓળખ કરી શકે.

ઐસા કોઈ ન મિલા ઘટમેં અલખ લખાય,
બિન બત્તી બિન તેલ કે જલતી જોત દેખાય.

દીવેટ કે તેલ વગરનો અંતરમાં પ્રકાશતો અમર દીવો તો શ્રી સદ ગુરૂજ (પવિત્ર ખુદા રસીદા દસ્તુરજ) બતાવી શકે, તેજ આત્મા એજ પરમાત્મા, અલ્લાહ, ઇશ્વર, ખુદા,

"There is a Divinity within our breast."

(Ovid)

ભગવત ગીતા ૭–૨૬ માં શ્રી કૃષ્ણ પોતેજ કહે છે કેઃ—

"હે અર્જુન! હું સર્વ પ્રાણીઓ જે ભુત. વર્તમાન, તથા ભવિષ્યમાં હતાં, છે અને થશે તેમને ઓળખું છું, પણ મને કોઇ ઓળખતું નથી."

જો કે ખુદાને કોઇ ઓળખતું નથી છતાં સકળ જગતમાં એવી એક તસુ પણ જગા નથી કે જ્યાં ખુદા નહી હોય.

માલીક બિન ખાલી નહીં સુઇ ધરનકો ઠૌર,
આગે પીછે રામ હૈ રામ બિના નહીં ઔર.

એક નાની સોય રાખી શકાય એટલી જગા પણ ખુદાથી ખાલી નથી આગળ પાછળ સર્વત્ર રામ (ખુદા) છે; એટલુંજ નહી પણ તેનાં સીવાય બીજું કંઇજ નથી.

જ્યોં નૈનન મેં પુતલી ત્યોં માલિક ઘટ માંહી,
ભોલે લોક ન જાનતે બાહિર ઢુંઢન જાય.

જેમ આંખમાં કીકી રહેલી છે તેમ માલીક હૃદયમાં વસે છે. ભોળા લોકો આ જાણતા નહી હોવાથીજ બહાર શોધવા જાય છે.

કસ્તુરી નાભિ વિષે મૃગ ઢુંઢે બન માહી,
ઐસે ઘટ ઘટ રામ હૈ દુનિયા દેખે નાહિં.

પોતાનીજ નાભિમાં કસ્તુરી હોવા છતાં મૃગ તેને શોધવા જંગલે જંગલ ભટકે છે; તેજ પ્રમાણે દરેકનાં અંતરમાંજ ખુદા વસે છે પણ દુનિયાનાં લોકો તેને જોતા નથી.

પ્રેમ ચલિત પૃથ્વિ ચલિત ઉપમા ચલિત અનેક,
ચલિત સકળ સંસાર છે અચલિત ઇશ્વર એક.

( દાદી શતસાઈ )

હે અર્જુન ! પ્રાણી માત્રની ઉત્પત્તીનું જે બીજ તે હું (પરમાત્મા) છું, સ્થાવર કે જંગમ કંઈ પણ મારા વિના હસ્તિ ધરાવી શકે નહી.

( ભ. ગી. ૧૦-૩૯ )

આ સકળ બ્રહ્માંડ ( સૃષ્ટિમાં ) માં મારો એક નાનો અંશ વ્યાપી રહ્યો છે અને હું તો જેવોને તેવોજ રહ્યો છું.

( ગી. ૧૦-૪૨ )

All things proceed and upto Him return,
If not depraved from Good.

( Milton )

બધી વસ્તુઓ તેની અંદરથીજ નીકળી તેની તરફજ પાછી વળે છે, જો તે વસ્તુઓનાં સારાંનું પતન થયું ન હોય તો.

ખુદાની હસ્તી તથા શક્તિઓનો નકાર કરવો એ વિચારજ એવો મુર્ખાઇ ભરેલો તથા નાશકારક છે કે એક સુધારકને એવી શીખામણ ઉચ્ચારવાની જરૂર પડી કેઃ—

"If God did not exist, it would be necessary to invent one."

( Voltaire )

જો પ્રભુ હસ્તિ ધરાવતો નહી હતે તો એક બનાવની ઉભો કરવાની જરૂર પડતેજ,

વળી જ્યાં ધન, કીર્તી, યશ, શુરાતન, પરાક્રમ, પવિત્રતા પ્રકાશ દિવ્યતા, ભવ્યતા, ખુબ સુરતી, પ્રભાવ કે સત છે, ત્યાં ત્યાં જાણવું કે આ બધું પ્રભુમાંથી બહાર પડયું છે; યાને ત્યાં પ્રભુ છેજ, છે.

" જે સત્વ " પરિશુદ્ધ, પવિત્ર " કીર્તીવંત, ધનવંત, તથા પરાક્રમી છે, તે સર્વ મારાં તેજમાંથી ઉપજેલું છે એમ જાણજે.

( ગી. ૧૦-૪૧ )

આવા મોટા ખુદાને નહી ઓળખવાથીજ ઇનશાન સદા દુ:ખમાં સબડે છે.

" God is in all men, but all men are not in God, and that is why they suffer. "

( Ramkrishna Paramhansa )

( એટલે )

સર્વ મનુષ્યોમાં પ્રભુ છે, પણ સર્વ મનુષ્યો પ્રભુમાં નથી અને આથીજ તેઓ દુ:ખ ભોગવે છે.

વળી સર્વ ઠેકાણે જ્યાં ખુબ સુરતી છે, વ્યવસ્થા છે, ત્યાં ખુદાઈ છે.

Beauty itself is but the sensible image of the Infinite.

( Bencroft )

આ સર્વવ્યાપક ખુબ સુરત ખુદા એજ એકલો સર્વ શકિતમાન પણ છે, બીજાં સર્વ કોઇ તો એનીજ શકિતનો ઉપયોગ કરનારાં છે.

એટલા માટેજ અષો જરથોસ્ત ગાથામાં કહે છે કે:—

**" ક્ષયાંસ મઝદાઓ અહુરો."**

યાને

સર્વ શક્તિમાન તે એકલો અહુરમઝદ છે.

પણ જે કોઇ ખરેખર જોઇ શકે તેનેજ તેમ દેખાય ને ? જ્યારે ગુરૂ કૃપા યા પ્રભુ પ્રેમનાં જોશથી અંતર ચક્ષુઓ ખુલે તોજ જણાય કે:—

"સઘળાં પ્રાણીઓમાં, સર્વ નાશ વંતોમાં અક્ષય (નાશ રહીત એવા) પરમેશ્વરને જે સમાન દષ્ટિથી જોઇ શકે છે, તેજ **કોઇ** શકે છે."

( ભ. ગી. ૧૩-૨૭ )

કારણ કે જે કાંઇ દેખાય છે તે તે એકલા એકનાંજ જુદાં જુદાં રૂપ છે, એ રૂપોમાં તે પોતાની મરજી પ્રમાણે ફેરફાર કરી શકે છે.

Let us not forget that all forms are subject to dissolution. But the Eternal Atman of which they are only flitting expressions, is death less and changeless.

( Ramdas )

( અર્થ )

આપણે ભુલીશું નહી કે આ બધાં જુદાં જુદાં સ્વરૂપો તો નાશવંત છે પણ જે અમર આત્માનાં આ બધાં ક્ષણીક સ્વરૂપો છે તે તો અમર તથા અચલ છે.

પણ આવું સાચું જ્ઞાન અને ખરી ઓળખ તો કયારે થાય ?

**મન અરફુલ્લાહો લા ય કુલ્લાહ વ**
**મન કાલલ્લાહો લા યરકુલ્લાહ**

( હદીસ )

એટલે

ખુદાને જે ઓળખી ચુકયો તે તેને મોઢેથી ખુદા કહેતો નથી પણ મનમાંજ સમજી લે છે; અને જે કોઇ તેને માત્ર મોંઢેથીજ સર્વજ્ઞાની કહે છે પણ **અંતરથી** તેમ **ગણતો** નથી તેને ખુદાને ઓળખ્યોજ નથી.

**હોઠ કંઠ હાલે નહી જીબ્યા ન નામ ઉચ્ચાર**
**ગુપ્ત સુમરન જો ખેલે સોહી હંસ હમાર**

( કબીર )

માટે હે પ્રીય વાંચનાર ! ખુદા પાકજ ત્હારો પોષક, રક્ષક, તારક હોવાથી તેનુંજ શરણું અહી એકજ દુવા ત્હારા જીવના કલ્યાણ માટે માંગ કે:—

**અથા ને અંઘહત યથા હવો વસત.**

( અર્થ )

જેવું તે સાહેબ (ખુદા) ચાહે તેવું હમોને થજો.

( ગાથા અહુનુવદ )

પણ વળી જેઓ ખુદા કે ધર્મમાં માનતા નથી તેમને કાંઇ ખુદા, ધર્મ કે ધર્મનાં બારીક કાયદાઓ ( Eternal Laws of Nature ) છોડતા નથી. અષોઇનાં અમર ખુદાઇ કાયદાનો ભંગ કરનાર નાસ્તીક હોય કે આસ્તીક, બન્નેને તેનાં કર્મ પ્રમાણેજ ફળ મળે છે. માટેજ કવી કહે છે કેઃ--

Though the mills of God grind slowly,
Yet they grind exceeding small;
Though with patience He stands waiting
With exactness grinds He all.

( Longfellow )

( અર્થ )

જો કે ખુદાની ચક્કીઓ ધીરે ધીરે પીસે છે પણ તે ઘણુંજ બારીક પીસે છે. જો કે તે ઘણી સબુરી રાખી થોભી રહે છે છતાં દરેકનો ઘટતી રીતે યોગ્ય હોય તેમજ ભુકો કરે છે.

વળી ખુદા કાંઇ આ ખાકી જગતનાં ન્યાયધીસોની માફક, કોઇનાં દબાણુ, લાગવગ, મોટાઇ, કે બક્ષેશ યા ડીગ્રી ડીપ્લોમાં જોઇ, મોઢાં જોઇ ન્યાય ચુકવતો નથી.

God is no acceptor of persons, neither riches, nor poverty are a means to procure His favour.

(Chillingworth)

( અર્થ )

ખુદા કાંઇ કોઇનાં દરજ્જા સામે જોતો નથી, તવંગરી યા ગરીબી કાંઇ તેની રહેમ મેળવવાનાં સાધનો નથી. માટે બહુ ભણેલાને કે પૈસા વડે ધર્મ ખરીદનારને સ્વર્ગ આપી દેશે અને ગરીબ, અભણુ પણ ભોલા ભગતને રખડાવી મારશે એવું કાંઇ નથી.

Neither are God's methods or intentions different in his dispensations to each private man.

( Rogers )

( એટલે )

જુદા જુદા ખાનગી માણુસ સાથેનાં વર્તાવમાં ખુદાની રીતો તથા હેતુઓ કાંઇ જુદી જુદી જાતનાં હોતાં નથી.

( ભજન )

મુરખા મતિ ફરી તારીરે મેલ્યા વિઠ્ઠલ નાથ વિસારી,
જન્મ થતાં પહેલાં જઠરમાંતું કરતો હતો પોકારી
બહાર આવ્યા પછી બુદ્ધિ હીણતું બ્રહ્મ હીરો ગયો હારી...મુરખ

દોલત જોઇ જીવ થયો દીવાનો બોલે અવળું અહંકારી,
પુણ્ય કર્યાં વિના પછે તો થાશે ભવો ભવ ભિખારી...મુરખ

ભાત ભાતનાં ભોજન તજીને થયો અખાજનો ચારી,
ચોરી છીનાળી ને સુરા પાને ગયાં નરકે નર ને નારી...મુરખ

સાચો થઇને જઇશ પ્રભુ ચરણે તો તે લેશે ઉગારી,
ભોજો ભગત કહે સત્ય કરીને માન શીખામણ મારીરે...મુરખ

ભુખ લાગી હોય અને સામે રસોઇ તૈયાર હોય છતાં તે પોતે ખાઇ વગર ભુખ મટતી નથી; તેજ પ્રમાણે જીવ ખુદાની તલપ કરતો હોય અ જ્ઞાન પણ ઘણું મળ્યું હોય છતાં જાતે જપ તપ ભક્તિ નહીં કરે ત્યાં સુ નકામી વાતો શા કામની ?

જે પ્રમાણે પતિવ્રતા સ્ત્રી કંઇ પણ બદલાની આશા વગર પતિની સે કરે છે; તેજ પ્રમાણે સાચો ભક્ત ખુદાનાં પ્રેમને ખાતરજ તેની ભક્તિ ! છે; તેનેજ ખુદા દેખાય છે

નાટકમાં સ્ત્રીનો વેશ ધારણ કરનાર કાંઇ ખરેખર સ્ત્રી બની જતો નર તેજ પ્રમાણે ઢોળ ઘાલુ ભગત કદી પણ ખુદાને પહોંચી શકતો નથી; પ નામનો જપ કરનાર પહોંચી શકે છે, કારણ કે નામ જપ ઢોંગી સ્વભાવને નાશ કરે છે.

જેમ ભુત ભુવાને પીડા કરી શકતું નથી તેજ પ્રમાણે સાચા ભક્ત સંસારની માયા દોરી શકતી નથી; પણ મુર્ખને તો પાપ તથા અભીમાન બ ઘેરી સંસારની બહાર જોવાજ દેતાં નથી; તો એને નામ રૂપી નાવ ક્યાંથી જ

પ્રભુ પ્રેમ અને સંસાર એ બન્ને ઉપર એકીવાર દીલ બાંધનાર; જીવ, બે સામસામી ઘાસની ગંજી વચ્ચે ઉભેલા ગધેડાની માફક, ભુખે જાય છે.

રાત્રીનો અંધકાર દુર થતાં ગામમાં ઘણી સડકો નજરે પડે છે એકજ માણસ એકકી વખતે બધા રસ્તાઓ પર ચાલી શકતો નથી, :

જાણી. શાની જને સંસારનાં સર્વ માર્ગોમાંનાં સર્વોત્તમ માર્ગ એવા ' પ્રભુ પ્રેમ ' માર્ગે ચઢી, પ્રભુનાં નામનોજ પોકાર કરી, તેને શોધી કાઢી જીવનનું સાર્થક કરવું.

---

## ખુદાનું નામ.

અગણીત આત્મજ્ઞાનીઓ. કરોડો કવિઓ, ખુદાનાં નામની ખુબીનાં ગીતો ગાઈ ગયા છે. અસંખ્ય ઓલીયાઓ, પુષ્કળ પ્રભુ પ્રેમીઓ, હજારો હઝરતો, તે સાહેબે દોજેહાન માટે પોતાના ભકિતમાન હૃદયમાંથી જે ભાવભીના ઉદગારો કાઢી ગયા છે, તેની જો નાની નાની પણ નોંધો એકઠી કરવામાં આવે તો આવાં અસંખ્ય પુસ્તકો ભરાઈ જાય. અસંખ્ય અનુભવીઓએ, પોતાની અંતર ચક્ષુઓએ આળેખેલી તે કરીમે કારસાઝની ખુબ સુરત સુરતનું જે બ્યાન કર્યું છે તે રજુ કરવામાં આવે તો તે દાસ્તાનોનાં પોથાઓથી જગતનાં મોટાં પુસ્તકાલયો ભરાઈ ઉભરાઈ જાય એમાં શંકા નથી.

અજ્ઞાનો અભાવ બતાવે, નગુણાઓ " ના " કહે, નાસ્તીકો નકાર કરે, મુર્ખાઓ મુખ ફેરવે, મતિલાઓ માને કે નમાને, હઠીલાઓ હઠ કરે; છતાં ખુદાપાકનાં નામની શકિતથી આ જગતનાં તખ્તા ઉપર, વખતો વખત, જે અતિ ઉપકારક પરમાર્થ તથા ચમત્કારીક કાર્યો '**નામ-જપી સંતો**' કરી ગયા છે, તેનાં અલ્પ બ્યાનનો સાચો ઇતિહાસ ટુંકમાં રજુ કરવાનો પ્રયત્ન કર્યે તો પણ આવાં અસંખ્ય પુસ્તકો લખવાં પડે.

ઇલ્મે ઇલાહીનાં આશકની આંખો " અહુર " નામનાં ઓજબથી ( સુર્યનાં પ્રકાશમાં-ઘુવડની માફક ) આંધળી થઇ જવાથી, તે આ એક નામ સીવાય બીજું કાંઇ પણ જોઇ શકતો નહી હોવાથી, ચાલુ તેનોજ પોકાર કર્યા કરે છે.

આવાં આ ' અહુરનાં નામની અસર ' કીરતારના નામની કરામત, ખાલીકનાં નામની ખુબી, દાદારનાં નામનો દબદબો, ' પરવરનાં નામનો પ્રભાવ ' પ્રભુનાં નામનો પ્રકાશ, ભગવાનનાં નામનો ભેદ, ' માલીકનાં નામનો મહીમા, સાહેબનાં નામની સીફતનું એક નાનાં પુસ્તકમાં બ્યાન કરવું તે આંગળી વડે આકાશ માપવાં, ચાંચ વડે ચંદ્ર પકડવા જેવુંજ છે.

**જપ તપ સંયમ સાધના સબ સુમરન કે માહી,**
**કબીર જાને યા રામજન સુમરન સમ કછુ નાંહી.**

આ સંસારમાં જો કરવા યોગ્ય કોઇક કર્મો હોય તો તે આ પાંચજ છે:- (૧) સંતસમાગમ, (૨) હરિભજન, (૩) દયા, (૪) દાન, અને (૫) ઉપકાર.

તુલસી યે સંસારમે પંચ તત્વ હે સાર,
સંતસમાગમ હરિ ભજન દયા-દાન-ઉપકાર.

પણ ઉપલાં પાંચોમાં સર્વોત્તમ તે હરિભજન જછે માટેજ કબીરજી કહે છે કે:—

કબીર હરિકે નામસે કોટી બંધન ટલ જાય,
રાઈ સમ:બસુંધરા કનક કાષ્ટ જળાય.

એથી પણ આગળ વધી મહાત્મા તુલસીદાસ તો કહે છે કે:--જીભ જો રામનું નામ ભજે તોજ તે સારી છે, નહી તો મોંઢામાં નકામું ચામડું શા કામનું ?

તુલસી રસના તો ભલી જો તું સુમરે નામ,
નહીતર કાઢીની કાસીએ મુખમે ભલો ન ચામ.

પ્રખ્યાત સંત કવિ નઝીર કહે છે કે:—

દીલા તું કહેનેકો મેરે યકીન જાન મીયાં,
જો બાત તુંજશે કહું મય ઉસે તું માન મીયાં.
નખો તું ઉમ્રકો ગફ્લતમે હરઝમાન મીયાં,
દહન મેં ફીરતી હય જબતક તેરી ઝબાન મીયાં.
ખુદાકા નામ લીયા કરતું આન આન મીયાં.

ભીષ્મ પિતામહ યુધિષ્ઠિરને કહે છે કે:—

પ્રભુનું નામ લેવાથી જે કોઇ રોગથી પીડાતું હોય તે રોગથી મોકળું થાય છે, કેદી હોય તે કેદમાંથી છુટે છે, ભય પામેલું હોય તે ભયથી મુકત થાય છે, અને દુ:ખી હોયતે દુ:ખથી છુટે છે જેથી એમનું (પ્રભુનું) નામ મોટું.

દાદાર અહુરમઝ્દ સ્વમુખે કહે છે કે:—

" નેમો વોહુ, નેમો વહિસ્તેમ. જરથોસ્ત્રા ગએથાબ્યો. "

( સરોષ હાદોખ્ત ૬ ૧ )

( અર્થ )

હે જરથુસ્ત્ર ! દુનિયાનાં લોકોને માટે બંદગી (ભક્તિ) સારી છે, બંદગી સૌથી ઉત્તમ છે.

તો પછી એવો કોણ મુર્ખ હશે કે આવું સર્વોત્તમ કામ છોડી કીમતી જીવન બરબાદ કરે !

મનખા જનમ પાયકે ભજ્યો ન રઘુપતિ રાય,
તેલી કેરા બેલ જયું ફિર ફિર ફેરા ખાય.
રામ નામકી લુંટ હયે લુટ શકે તો લુટ,
પીછેસે પછતાયગા પ્રાણ જાયગેં છુટ.
કાલ કરે સો આજ કર આજ કરે સો અબ,
અવસર બીતો જાતહૈ ફૈર કરેગે કબ...(કબીર)

આ નામ રૂપી અમર ખજાનો જેને ચોર ચોરી જઇ શકતો નથી, બીજો કોઇ ખુંચવી લઇ શકતો નથી, શાહ, સરકાર, દુશ્મન કે લુંટારો લુટી લઇ શકતા નથી, પણ પુર્વ સંસ્કાર અને ગુરૂ કૃપા વગર એ ખજાનો હાથ કરવાનું છતિ આંખો છતાં સુઝતું નથી તે;

રામ નામ અમુલખ રતન જતન કરે જે કોય,
સુખી રહે સંસારમાં દીન દુઃખી નવ હોય.
રામ નામ શંકર જપે ચતુરાનન અહિ રાજ,
રામ નામ સમરે સદા સદગુરૂ સંત સમાજ.

જે ખુદા—" હુવો પ્રથ્વા દાંમિશ "

( હા. ૩૧ ફ—૭ )

( એટલે )

'જે પોતે પોતાની સર્વજ્ઞતાથી (સકળ જગતનું) મુળ છે' તે ખુદાને માટે, હે પ્રીય વાંચનાર ત્હારાં અંતરમાં અષો જરથોસ્તની માફક પુછી જો કે:—

" મુળમાં અષોઇનો પેદા કરનાર તથા બાપ કોણ (હતો) કોણે સુર્ય તથા તારાઓનો માર્ગ નક્કી કર્યો ? ત્હારા (ખુદાના) સીવાય (બીજુ) કોણ (છે) જેનાથી ચંદ્ર વધે છે, ઘટે છે ? ( હા. ૪૪ ફ ૩ )

જેને આ બધું કર્યું તેજ:—

**"અષ્ઠા અતુ ફ્રો-મા સાસ્તુ વહિસ્તા"** તેના પોતાના સર્વોત્તમ ડહાપણની મારફતે (તે) મને (પ્રભુ પ્રેમીને) ઉપદેશ (આત્મજ્ઞાન) આપશે,

તે ખુદા કે જેની રહેમથી; **"ઓઓમ ગેરફતેહ હોમ હરવેસ્પ, રાહે રાસ્તી ફરાફન, બેહેલશ્નો દેહોમ હરવેસ્પ રાહે અરાસ્તી અવાફન."**

( પતેત પસેમાની ૬-૧૨ )

( અર્થ )

સઘળી અષોઇનો પવિત્ર માર્ગ મેં પકડયો છે અપવિત્ર દુષ્ટ માર્ગનો હું ત્યાગ કરૂં છું,

કારણ કે જેની ઉપર તેની રહેમ ઉતરે તેને તે સાહેબ પોતેજ રસ્તો બતાવે છે તે દાદર પોતેજ કહે છેઃ—

**"આઇનિવ નાંમ અહ્મિ."**

( અર્થ )

માર્ગદર્શક નામવાળો હું છું.

( રામયસ્ત ૬ ૮ )

આ માર્ગદર્શક નામવાળો ખુદા બે રીતે ઇનશાનને ઉપદેશ કરે છેઃ—

(૧) **અંતર અવાજ** (Conscience) મારફતે.

(૨) **સદ્દગુરૂની** મારફતે.

**(અંતર અવાજ** Voice of Conscience **પ્રભુનો અવાજ)**

A sacred spirit dwells within us, the observer and guardian of all our evil and our good.

( Seneca )

( અર્થ )

એય પવિત્ર આત્મા આપણી અંદર બીરાજે છે કે જે આપણી અંદરનાં બુરાં ઉપર નજર રાખે છે તથા ભલાંને સંભાળે છે.

Man's Conscience is the oracle of God.

( Byron )

( અર્થ )

**માણસનું અંતઃકરણ એજ ખુદાઇ બસારત (પ્રભુનો સંદેશો) છે.**

In our own breast, we have a God—our conscience.

( Menandar )

( અર્થ )

**આપણી છાતીની અંદર એક ખુદા છે; આપણું અંતઃકરણ,**

**આ પવિત્ર અંતઃકરણ એ બીલકુલ સ્વાર્થ વગરનો કાર્યકર્તા છે જે કદીપણ ખોટા અહેવાલ રજુ કરતું નથી**

Conscience is a most bribeless worker, it never knows how to make a false report.

( Bishop Reynolds )

તેજ પ્રમાણે, હૃદયમાં વસતાં અંતઃકરણ જેવો સચોટ કોઇ પણ બીજો સાક્ષી નથી, તથા એવો બળવાન કોઇ ફરીયાદી પણ નથી.

There is no witness so terrible, no accuser so powerful, as conseience that dwells in the breast of each.

( Polybius )

પણ સંસારની **માયાનું** બળ અને જીવની **અજ્ઞાનતા** આ અંતરનો અવાજ સંભળાવા દેય તો ને ?

જૈસે માયા મન રમે તૈસે રામ રમાય,
તારા મંડળ છાંડ કે જહાં કેશવ તહાં જાય.

( કબીર )

યાને આ મન જેટલું માયામાં રમે છે તેટલુંજ જો ખુદામાં રમે તો આ સર્વ સુર્ય મંડળની પણ પેલે પાર તે ખુદ ખુદાને ત્યાં પુગી જાય પણ આ મન માયામાં રમતું ક્યારે અટકે ?

જ્યારે તેનું હું **પણાંનું** ભાન ( **સ્વ અને સ્વાર્થ** ) દુર થઇ પોતે આ **શરીરરૂપી** ' નાના હું ' ને સર્વસ્વ સમજી પ્રભુ મય જગત યાને ' મોટા સર્વવ્યાપક હું ' ને ભુલી બેઠું છે તે અજ્ઞાન દુર થાય ત્યારે.

**આપા ખોયે હરિ મીલે હરિ મીલત સબ જાય,**
**અકથ કહાની રામકી કહે સો કોન પતિયાય?**

પણ પેલી બળવાન માયા આમ બનવા દેય તો ને?

માટેજ કબીરજી કહે છે કેઃ—

માયા માથે શિંગડાં લાંબાં નવ નવ હાથ,
આગે મારે શિંગડાં પીછે મારે લાત.
કબીર! માયા સાંપની જને તાહિકો ખાય,
ऐसा મિલા ન ગારૂડી પકડ પછાડે બાય.
માયાકા સુખ ચાર દિન ચાહે કહા ગમાર,
સુપને પાયો રાજ ધન જાત ન લાગે વાર.

આ માયા ને માથે નવ નવ હાથ લાંબાં શીંગડાં છે. તે આગળથી શીંગડાં અને પાછળથી લાત મારે છે. કબીર કહે છે કે આ માયા સાંપ જેવી છે કે જે પોતેજ પોતાનાં જનેલાં બચ્ચાંને ખાઇ જાય છે. એવો કોઇ મદારી (યાને ગુરૂ) મળ્યો નથી કે જે એની પકડમાંથી છોડવી શકે. માટે હે ગમાર આ માયાના ચાર દીનનાં સુખ પાછળ શા માટે દોડે છે? સ્વપનામાં મળેલું રાજપાત જતું રહેતાં શું વાર લાગે છે?

માટે સ્વામી રામદાસ કહે છે કેઃ—

Life involved in and identified with the phenomenal existence becomes a source of misery.

( Ramdas )

The age is an obsession, a shadow and an illusion all life is one and that one is yourself.

( Ramdas )

એટલે જીવનું આ દેખાતી જગત સાથે વીટલાઇ ભરમાઇ જવું એજ દુઃખનું મુળ છે.

અહંભાવ એજ એક પરદો છે! પડછાયો તથા ધખારો છે, સર્વ જીવાત્મા એકજ છે અને તેજ તમે છો.

માટેજ શ્રી રામતીર્થ કહે છે કેઃ—

" Let us fling aside the venerable " I " which alone makes sin in ourselves and others. "

( એટલે )

આપણી અંદર જે હારીખાનારો નાનો ' હું ' છે, તેને ચાલો આપણે ફેંકી દઇએ, કારણ કે એજ આપણી અંદર તેમજ બીજાઓનાં પાપ ઉભું કરે છે.

ત્યારે આ " હું " ને એટલે " સ્વ " ને એટલે " સ્વાર્થ " ને એટલે શરીર તથા જગતને લગતી હરેક ઇચ્છાને તજીને **માર્ગ શોધવો એમ ઠર્યું.**

" Work minus desire is a synonym for the highest Renunciation or Worship. "

( R. Tirth )

એક વિદ્વાન કહે છે કેઃ—

Religion presents few difficulties to the humble, many to the proud, insuperable ones to the vain.

( એટલે )

નમ્ર જનને ધર્મની બાબતમાં ઘણીજ થોડી મુસકેલીઓ ઉભી થાય છે જ્યારે મગરૂરને ઘણી વધારે પણ અહંકારીને (દંભીને) તો દુર નહી થઇ શકે એટલી મુસીબતો નડે છે.

માટેજ ગાથામાં કહ્યું છે કેઃ—

**નોઇત મઝદા, અવાસ્તરયો દવાસચિના હુમેરેતોઇશ બક્તા.**

( યજ હા. ૩૧ ફ ૧૦ )

( અર્થ )

ઓ અહુરમઝદ ! ઠગાઇ કરનાર આળસુ માણસ, દીનનાં સારા નીયમોનો લાભ મેળવનાર (હોતો) નથી.

એક લેખક લખે છે કેઃ—

" If you divorce education from religion, you will produce a race of clever devils."

હવે સાધારણ સંસારી માણુસ તો આ જગતની પ્રપંચી માયા જાળમાં એવો વીટાયલો હોય છે કે, દંભ, જુઠાણું આળસ, હરામખોરી, દગો ફટકો, જુઠાણું, ચોરી, બીક, ઢોંગ વગેરે હરેક દુર્ગુણો એજ એનાં રોજીંદા જીવન સુત્રો છે. આપણે કોઇને કહીયે કે "સત્ય વર્તન રાખો" તો તુરત જવાબ આપશે કે "મારા સાહેબ, તમે અકકલ વગરનાં બેવકુફ છો. મને બી શું ગધેડો બનાવવા માંગોચ ? અરે આ દુનીયામાં સાચ્ચું બોલ્યે તો ભુખે મરીએ ભુખે." તુજ પ્રમાણે એને ધર્મ પાળવા કહેશો તો તુરત જવાબ મળશે કે. "મારા જેવો ધરમ તો કોઇ પાળતું નહી હશે ! આટલા હમકારા પર સુખડ ચહાઉંચ, આટલાં બાજ રોજગાર કરાવુંચ, આટલી ગેહમાં ભણુંચ વગેરે" બેશક આ બધું કરવું સારૂં છે; પણ એની સાથે જે હૃદયની પવિત્રાઇ જે પવિત્ર મનનાં સદગુણો, સાચો ત્યાગ, તથા આ ક્રીયાઓ પાછળ 'બકરી બાંધી ઉંટ ચોરી જવાની' વૃત્તિ હમેશાં હોય છે તેની ગેરહાજરી અને તેને બદલે વિશ્વ પ્રેમ, પરમાર્થ તથા ખુદાનાં મેળાપની સાચી તલબ હોવાં જોઇએ. તે તો કયારે આવે, કે જયારે કોઇ **સંત પુરૂષ** યાને **સદગુરૂ**, કોઇ **ખુદા રસીદા દીન દસ્તુર**, આવા **તાલેબ** ઉપર કૃપા કરી, તેનાં **હૃદયનાં દ્વાર** ખોલી, મીનોઇ **જ્ઞાનની રોશની** દેખાડે ત્યારેજ.

આવા સાચા **સંત સદગુરૂઓ** આ જગતમાં દરેક **જમાનામાં દરેક દેશમાં** હાજરજ હોય છે. **તાલીબે રાહને** હરેક રીતે મદદ કરી ખુદાઇ રાહમાં આગળ ચલાવવા એજ એમની હાજરીનો હેતુ છે. પણ કમનસીબી એ છે કે જગતનાં અબજો લોકોમાંનાં ઘણાંજ થોડાઓ આવા ખુદાઇ રાહનાં માહીતગારોની તરફથી દોરવણી ઇચ્છે છે. દરેક જન જેમ વધુ **ગુમરાહ** તથા **ગુનાહનાં** ગારમાં ડુબેલો હોય છે, તેમ તે જગતનાં સર્વ જીવોનેજ પોતાનાં જેવાજ, બલકે તેથી પણ અધિક પાપી તથા અધમ સમજી, **પોતાનેજ** કંઇક વધુ **લાયક** તથા **જ્ઞાની** સમજે **છે**, અને **આંધળા આંધળાંને દોરે** તેમ દરેક જન પોતાને સુધારવાને બદલે, **બીજા** કોઇને **સુધારવાની** કોઇ **સ્કીમ** કે **ફટવો** લઇ દોડે છે, અને આને તે પોતાની **ફરજ** કે **ધરમનું** નામ આપે છે. આવાઓ **ખરા સંતોની ચાલુ ઠેકડી કરે છે** તેમનાં વહેરવારમાંની કંઇક **વિચીત્રતા** ઉપર **કલ્પનાનાં** ઘોડા દોડાવી, ઉપર **જુઠાણાંનો** રંગ ચઢાવી, તેમનાં સારા હેતુઓમાં કંઇક મતલબી કે સ્વાર્થી વીગતોનો ઉમેરો કરી, સતપુરૂષોની નિંદા કરે છે.

સતપુરૂષો આવા હરામખોર વૃત્તિના દ્વેષીઓને સદા લાંબુ ટુંકું આપો તેમની આવી વાંદર ચાલની સહેજ પણ નોંધ લેતા નથી. સંતો જાણે છે કે સુર્ય સામે ધુળ છાંતનાર પોતાનીજ આંખોમાં ધુળ પુરતો હોવાથી દયાને પાત્ર છે. માટે આપણે પણ સંત ભક્તોની નિંદા કરનારાઓને એક આ નીચે લખેલું ઉપદેશનું ગીત અર્પણ કરી આગળ ચાલીશું:—

## ( સાખી )

નિંદક શીદ નિંદા કરે ફોકટ કયમ ફુલાય છે,
ફુલી ફુલી ને દેડકાં તું શાને ફાટી જાય છે.
મુર્ખ મશ્કરી છોડદે ગુણથીજ ગુણ અંકાય છે,
સમજ સમજ નાદાન નિંદક આખરે પસ્તાય છે.
માટી તણું તું કાટળું હીરો તું કયમ આંકી શકે?
માયા તણું તું પુતળું જગદીશ કયમ ઝાંખી શકે?
ભર્યો તે છળકે નહી છળકે અધુરો જાણ,
કુતરાં ભલે 'ભું' ભુ કરે ભસવે ન આવે જ્ઞાન.
નિંદા પરાઇ છોડી દે ખુદને ખુદાથી જોડી દે,
હરિને હ્રુદયમાં ઝાંખવા માયાનાં બંધન તોડી દે.
'માણેક' કહે ઓ મુર્ખ મનવા ફોગટ કયમ ફુલાય છે,
પુલી ફુલીને દેડકાં તું શાને ફાટી જાય છે?

**તને ખરેખર તે મહાન પરમાત્મા ( ખુદા ) ને મળવાની ઇચ્છા હોય તો પહેલાં સાચા સદગુરૂનું શરણું લે.**

"ગુરૂના ચરણ કમળમાં અતિશય ભક્તિ રાખ; સંસારમાંથી ઝટ છુટી જા; ઇંદ્રિઓ તથા મનને સ્થીરકર; એટલે ત્હારા હૃદયમાં રહેલા પ્રભુને તું જોશે."

(બ્રહ્મ સ્તોત્રં રત્નાકર)

There is no other way of over hauling the vicious worldy Sansakaras and passion, nature of raw, worldly minded persons than the personal contact and service of Guru.

(Sri Swami Shivananda)

જેને માર્ગ જોયો હોય તેજ બીજાને બતાવી શકે. જેની અંતર ચક્ષુઓએ ખુદાનો સાક્ષાત્કાર કર્યો હોય તેજ બીજાને તેને જોવાની રીત શીખવી શકે. જેને જપ, તપ, ત્યાગ, યોગ રૂપી ભારે કીમત આપી ખુદાઇ ગુપ્ત પ્રદેશમાં ઘુસવાનો પરવાનો ખરીદ્યો હોય તથા ત્યાંનાં માલીકની મહોબત જીતી હોય, તેજ ત્યાં બીજાને જવાનો ઉપાય બતાવી શકે. જેને પોતાનું સર્વસ્વ અપર્ણ કરી ખુદાઇ પ્રેમની ખરીદી કરી તે સાહેબની સાથે જાનોજીગર એકયતા પ્રાપ્ત કરી હોય તેજ બીજાને માટે આવી દોસ્તીની ભલામણ કરી શકે. માટેજ કહ્યું છે કે:—

પાસ ખડા નજરૂમેં નાવે,
એસા રામ હમારા રે. (ટેક)
હે ઘટમેં ઘટકી સબ જાને,
રહત ખલકસેં ન્યારા રે. પાસ-૧
કોઇ ધ્યાવે પીર પેગંબર,
કોઇ ઠાકુર દ્વારા રે. પાસ-૨
જપ તપ સંજમ ઓર વરત સબ,
કર કર સબબે હારા રે. પાસ-૩
ગુરૂ ગમસેં કોઇ લક્ષજ પાવે,
કહત કબીર પોકારા રે. પાસ-૪

( અધ્યાત્મ ભ. મા. પા. ૨૩ )

એક જરથોસ્તી હરેકવાર કુસ્તી કરતાં ભણે છે કે:—

**ચિથા મોઇ દામ અહુબિશ રતુમ ચીઝદી.**

અર્થ

બન્ને હસ્તીઓ માટે ( હે અહુરમઝદ ) ( તું ) મને જાહેર રીતે એ જ્ઞાની સરદાર બતાવ.

(કેમના મજદા)

આગળ ચાલતાં એજ જરથોસ્તી ભગત પવિત્ર **અરદીબહેસ્ત અમેસાસ્પંદનાં** નુરી કેબલા સનમુખ કરગરીને અરજ ગુજારે છે કે:—

**દાયાઓ મે, આતશ પુથ્ર અહુરહે મઝદાઓ, યામે અંઘહુત અક્સાઓઓંઘહુાઓ નુરેમચ યવઓચ તાઇતે, વહિશ્તેમ અહુમ અષઓનાંમ રઓચંઘહેમ વીસ્પો-ખાથ્રેમ.**

( અર્થ )

અહુરમઝદના પુત્ર હે આતશ ! ( તે ) ગુરૂ મને તું દે, કે જે મારે માટે હમણાં તથા સદાકાળ પર્યંત, અષોની ચલકાટવાળી ( તથા ) સકળ આરામવાળી સર્વથી શ્રેષ્ટ હસ્તી વિષે, શીખાડનાર બને !

( આતશ નિયાયશ ક. ૫ )

કોઇકો શંકા કરે છે કે આવા સાચા સદ્દગુરૂઓ આ કળીયુગમાં જગતમાં રહ્યા છે કે ? કોઇકો વળી કહે છે કે આ હાલની જમાનાગાં એવા ખુદા રસીદા સાહેબો તો માણસોથી અલગ અણદીઠ તલેસમોમાં ગોશેનશીન થઇ રહે છે અને કોઇકો કોઇક અમુક ચમત્કારીક પુરૂષને ખુદા રસીદા સંતપુરૂષ તરીકે ઓળખાવી, તેનાં ખાશ ચેલા હોવાનો દાવો કરે છે. પણ આપણે આગળ જોયું તેમ આ મીનોઇ રાહબરોને લગતી જીવસટોસટની વાતમાં છેવટે તો **અંતરનો અવાજજ.** સાચો રાહબર થાય છે. વળી **જ્યારે ફુલ ખીલે છે ત્યારેજ માળી આવે છે.** કાચાં ફળને કોઇ હાથ લગાડતું નથી.

વળી દીન અને ધર્મ એતો જીવનાં ખુદા સાથનાં સંબંધની ઘણીજ ગુપ્ત અને પવિત્ર બાબદો છે; તો તેને જાણનાર 'ધર્મ–ગુરૂ' તે તો ખરેખર કેવો પરહેજગાર અને જ્ઞાની જોઇએ.

માટેજ કહ્યું છે કેઃ—

જેઓ દીનનાં કાર્યમાં માહિતગાર થયા વિના પદાંનને ખોટી રીતે રાખે છે ( તથા ) ( જેઓ ) ઠગાઇથી પોતાને આથ્રવન કેહવડાવવા માંગે છે, તેમને તારે આથ્રવન ( મોબેદ ) તરીકે ઓળખવા ન જોઇએ.

( વંદીદાદ ૫ ૧૮ ક. ૧ )

**બંધેસે બંધા મિલા છુટે કોન ઉપાય,**
**સંગત કરીયે નિર્બંધકી પળમે દિયે છુટાય.**

( કબીર )

બંદીવાનને બીજો બંદીવાનજ મળે તો તે તેને કેમ છોડવી શકે? માટે એવા જીવન મુકત (ગુરૂ) ની દોસ્તી કરજે કે જે પળમાં તને પણ મુકત કરી શકે:—

ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે ગુરૂ બિન મિલે ન ભેદ,
ગુરૂ બિન સંશય ન મિટે જય જય જય ગુરૂ દેવ.

(કબીર)

## (ભજન)

ગુરૂને શરણે તું જાને, મુરખ મન.. ટેક...
સાચી શીખ જો માને, મુરખ મન...

અજ્ઞાનીને વળી અહંકાર ભારી,
અંધ છતાં બાધે આંખે અંધારી;
અફળ આશા અંતરે ધારી,
અજબ છે અક્કલ તારી ..મુરખ મન...

ગુરૂ વિના કદી જ્ઞાન ન પાવે,
જ્ઞાન વિના કદી સાન ન આવે;
વિના અભ્યાસે ભાન ન આવે,
વ્યર્થ જીવન તું ગુમાવે...મુરખ મન...

પોતાને માને સૌમાં મોટો,
જગમાં નથી રે મારો જોટો;
યમ તારો ક્યમ પકડે ચોટો,
મુક્તિ આપે તે મોટો...મુરખ મન...

બાપ વિના નહિ બેટો જન્મે,
હૈયે રહ્યું તે આવે મનમે;
ગુરૂ કૃપાથી પ્રગટે ક્ષણમે,
જ્ઞાનની જ્યોતિ રે મનમે...મુરખ મન...
સૌ હસ્તી છે તારી અંદર,
સુર્ય ગ્રહો તારા ને ચંદર;

પહાડ સરોવર નાળાં અંદર;
ગુરૂ છે મુક્તિનું બંદર...મુરખમન..
સૌ શંકાઓ ભ્રમણા ટાળી,
ગુરૂ ચરણે કરી હૈડું ખાલી;
"માણેક" આજ્ઞા દીલથી પાળી,
પ્રેમની પી લે પ્યાલી...મુરખ મન...

એક સાચા સંત સદ્ગુરુનું વર્ણન કરવું એ એક લેખકની કલમને માટે તો અશક્યજ છે. કરોડો ઢોંગી ગુરૂઓમાં એકુ સાચો સંત પુરૂષ હોય છે. મહાત્મા કબીરજી સાચા સંત માટે ઘણી વખાણો કરી ગયા છે. તેમાંનાં થોડાક ગુણોનું વર્ણન જોઇએ:—

સદગુરૂ ઐસા કીજીએ તુરત દિખાવે સાર,
પાર ઉતારે પલકમેં દરશન દે દાતાર.
દયા ગરીબી બંદગી સમતા શીલ સ્વભાવ,
એ તે લક્ષન સાધુ કે કહે કબીર સદભાવ.
માન નહિ અપમાન નહિ ઐસે શીતલ સંત,
ભવસાગર ઉતર પડે તોડે જમકે દંત.
આશ તજે માયા તજે મોહ તજે અરૂ માન,
હર્ષ શોક નિંદા તજે કહે કબીર સંત જાન.
સંત ખરે સોહી જીને કનક કામિની ત્યાગ,
ઔર કછુ ઇચ્છા નહીં નિશદિન રહે વિરાગ
હરિજન ઐસા ચાહીયે જૈસા ફોફલ ભંગ,
આપ કરાવે ટુકરા પરમુખ રાખે રંગ.
એક ઘડી આધી ઘડી આધી હુ મેં આધ,
સંગત કરીએ સંતકી કટે કોટી અપરાધ.

સાચા સંત પુરૂષમાં ઉપર પ્રમાણે અનેક સદ્ગુણો હોવાથી પુરા સંત પુરૂષને સત પુરૂષ તરીકે ઓળખવામાં આવે છે. આવા સત પુરૂષ તે સાક્ષાત પ્રભુનીજ પ્રતિમા જેવા છે.

શ્રી ઉપાસની મહારાજ કહે છે કે:—

"ઇશ્વર અદ્દશ્ય હોઈ સત પુરૂષને રૂપે દશ્ય છે."

## "અયો અહુરા"

કરજોડી કરગરી નમું ઓ કીરતાર,
ખલકનાં ખુદાને નમીએ, તહારા ખીદમતગાર...

ગાફિલ ગુમરાહ અમે તહારાં ગુનેહગાર;
ઘડી ઘડી ગડબડ ઘોટાળા કરનાર,
ચંચળ ચિત્તનાં ચોર છઈએ. પ્યારા પાલનહાર...

છતિ આંખે આંધળાં અમે રહ્યાં ગમાર;
જલ્દી જલ્દી આવજો પ્રભુ અમારે દ્વાર,
ઝટ તહારાં પાપી પણ, પ્યારાને ઉગાર...

તળપીયે ત્હારી નીગાહનાં તલબગાર,
તાર જેરે તાર જેરે કરાવી ભવપાર;
થોભ્યાં છે ત્હારાં હુકમનાં તાબેદાર...

દેખાડ રાહ તારી દયાળુ દાદાર;
ધણી વિનાનાં ઢોરનો તું એકલો આધાર,
નમન અમ સ્વીકાર જે પ્યારા પરવરતાર...

પાપના રે પોતળા અમારાં બે શુમાર;
ફીદા કર્યે જાન ને જીગર અમ નિસાર,
બહુ બહુ વિનવું માફ કર ઓહ પરવરદેગાર...

ભલી મીનોઈનાં ભલા સત સરજન હાર;
ભાન ભુલા અમ અજ્ઞાની ભુલી ભટકનાર,
"માણુક" મુર્ખને તારવા સાચી રાહ શીખાડ...

---

## ( આશાવરી )

જીવડા શાને થયો બે હાલ;
હરદમ શીરે ભમે છે કાળ,
ગુરૂની પાછળ પાછળ ચાલ. ન ડર તને લાગે રે૦

કરો સત કમાણી જશે આ જવાની;
બુઢાપે થાશે બુરા હાલ,
ગુરૂની પાછળ પાછળ ચાલ. ન ડર તને લાગે રે૦

સ્વાર્થ ત્યાગી ભમતા ભોગી;
તારૂં સત્ય સ્વરૂપ નીહાળ,
ગુરૂની પાછળ પાછળ ચાલ. ન ડર તને લાગે રે૦

કાયા જુઠી માયા જુઠી;
તારી શંકા ભ્રમણા ટાળ,
ગુરૂની પાછળ પાછળ ચાલ. ન ડર તને લાગે રે૦

ભક્તિ સાચી પ્રભુ પ્રેમમાં રાચી;
"માણેક" કરજે રે તે તત્કાલ,
ગુરૂની પાછલ પાછલ ચાલ. ન ડર તને લાગે રે૦

---

વિનવું તમોને પોકારી, ગુરૂજી મ્હારા...વિનવું...
સ્વીકારો સેવા હમારી, ગુરૂજી વ્હાલા...વિનવું...
તમે મ્હારી બહુ રક્ષા કરીને,
પડતો લેતા ઉગારી, ગુરૂજી મ્હારા...વિનવું...
ગુપ્ત રહી જ્ઞાની દયા કરીને,
સદજ્ઞાનની કરતા લહાણી, ગુરૂજી પ્યારા...વિનવું...
આ આંધળાને તમે આંખો દઈને,
કાપી માયાની અંધારી, ગુરૂજી મ્હારા...વિનવું...
અંતર હૈયું ઝાડી ઝુંડોને,
દિવ્ય જ્યોતિ પ્રગટાવી, ગુરૂજી વ્હાલા...વિનવું...
જન્મો જન્મ તમે શ્રમ લઈને,
લીધો પાપીને બચાવી, ગુરૂજી મ્હારા...વિનવું...
ધન્ય તમારાં ઉદાર દીલને,
સતની કરતા ઉજાણી, ગુરૂજી પ્યારા...વિનવું...
શંકા ચિંતા ભ્રમના ભયને,
ઝટ દીધા તેં ભગાડી, ગુરૂજી વ્હાલા...વિનવું...

મુંજ સમા મહા અવગુણીને,
પાઈ તેં અમૃત પ્યાલી, ગુરૂજી મ્હારા...વિનવું...
તમારે ચરણેં જાન ધરીને,
કરૂં તન મન કુરબાની, ગુરૂજી પ્યારા...વિનવું...
સૌ સુખ વૈભવ સદકે કરીને,
કરૂં તમારી તાબેદારી, ગુરૂજી વ્હાલા...વિનવું...
"દાસ માણેક" ને દરશન દઈને,
રમો હૃદયે પધારો, ગુરૂજી મ્હારા...વિનવું...

ભટક મુઆ ભેદુ બિના, કૌન બતાવે ધામ?
ચલતે ચલતે જુગ ગયો, પાવ કોસ પર ગામ.

(કબીર)

Master, we know that thou art true and teachest the way of God in truth, neither carest thou for any men, for thou regardest not the person of men.

(St. Mathew-22-16)

## ચિથ્રા મોઈ દાંમ્ અહૂબિશ રતૂમ્ ચીજ્દી.

(કેમના મજદા)

અર્થ.

"(હે અહુરમઝદ) બન્ને દુનીયાને માટે (તું) મને જાહેર રીતે એ જ્ઞાની સરદાર બતાવ."

ઉપરનું વાક્ય દરેક જરથોસ્તી હરવખતે કુસ્તી કરતાં ઉચ્ચારે છે; પણ કમનસીબી એ છે કે **થોડાકજ** સીવાય બધા જરથોસ્તીઓ પોતે બંદગીનાં જે **કલામો પોપટની માફક બોલે** છે તેનો **અર્થ સમજતાજ** નથી.

આતશની નિયાયશ ૬-૬થામાં એક જરથોસ્તી કેબલાગાહમાં દુવા ગુજારે છે કે:—

"હે અહુરમઝદનાં પુત્ર આતશ! (તે) ગુરૂ મને તું દે, કે જે મને હાલ તથા સદાકાળ પર્યંત, અષોની નુરવાળી તથા સકળ આરામવાળી સર્વથી શ્રેષ્ઠ હસ્તિ વિષે, શીખાડનાર બને!"

એક સાચો કે બનાવટી (યાને કહેવાતો) જરથોસ્તી આલમની નિયામક બાનુતાં દાદાર અહુરમઝદને ઉપર પ્રમાણે એક સાચો સદ્દગુરૂ પોતાને દેખાડવા અરજ કરે છે. પણ જ્યારે એક સાચો સદ્દગુરૂ તેનાં નાકનાં દાંડા આગળ, તેની નજર સનમુખ ખાકી ભુવન ઉપર આવી પુગ્યો હોય છે ત્યારે તેજ માંથ્રવાણીનો અર્થ જાણવા વગર પટપટારો કરનાર, તે સદ્દગુરૂ સામે મતલબીઓએ જગાડેલા બળવામા, કશું પણ સત જાણવા વગર આંખો, કાનો તથા અકકલને રજા આપી, યાહોમ ઝીપલાવે છે; ત્યારે ખરેખર તેનાં જીવની અધોગતિ માટે અફસોસ કરવો પડે છે.

સદ્દગુરૂ સમાન કો નહીં સમદ્વિપ નવખંડ,<br>
તિન લોક ન પાઇએ ઔર એકવિસ બ્રહ્માન્ડ.

(કબીર)

(અર્થ)

સાતે દ્વીપો. નવ ખંડો, ત્રણ લોક, કે એકવીસ બ્રહ્માંડોમાં પણ ઢુંઢો છતાં ગુરૂ જેવો સમર્થ કોઇ જણાશે નહી.

પુરા સદ્દગુરૂ સેવતાં અંતર પ્રગટે આપ,<br>
મનસા વાચા કર્મણા મિટે જન્મ કે તાપ.

(કબીર)

(અર્થ)

ખરા સદ્દગુરૂની સેવા કરતાં અંતરમાં ખુદાઇ પ્રગટ થઇ, વિચાર, વચન અને કર્મોનાં જન્મો જન્મનાં પાપો નાશ પામે છે.

ભટક મુવા ભેદી બિના કોણ બતાવે ધામ,<br>
ચલતે ચલતે જુગ ગયો પાવ કોસ પરગામ.

(અર્થ)

ભેદો ખોલનાર ગુરૂ વિના ખરો રસ્તો (ખુદાના ઘરનો) કોણ બતાવે ? ફકટ પા કોસ જેટલું નઝીક ઠેકાણું હતુ તે શોધવા ચાલતાં ચાલતાં જમાનાઓ વીતી ગયા પણ પત્તો મળ્યો નહી.

અજ્ઞાનીની આવી દશા હોવા છતાં:—

જ્યારે અષો **જરથોસ્ત** જેવા જગતગુરૂ તથા દાદાર **અહુરમઝદના** પ્રતિનીધી ગેતીમાં આત્મજ્ઞાન આપવા પ્રગટ થયા ત્યારે કહે છે કે લગભગ **૧૨ વરસ** સુધી તો તેમનું શીક્ષણ ગ્રહણ કરે એવો એક પણ **ચેલો** મળ્યો

નહીં પણ ઉલટા અનેક શખ્સો તેમનો દ્વેષ કરવા લાગ્યા. અનેક "કોરો" એટલે છતી આંખે આંધળાઓ તથા "કરપો"=છતે કાને બહેરાઓ તેમની વિરૂદ્ધ જુઠાણાંઓનો પ્રચાર કરવા મંડી ગયા. એટલે સુધી કે જ્યારે મહાન **શહેનશાહ ગુસ્તાસ્પ** તથા તેનાં દાનાવ સરદારોએ અષો જરથોસ્તને સદગુરૂ તરીકે સ્વીકારી તેમનો ઉપદેશ ગ્રહણ કરવો શરૂ કર્યો કે ત્યાં પણ ભુંડાઓએ કાવત્રું કરી "અષો જરથોસ્ત એક મેલી વિદ્યાનો જાદુગર છે;" "તે પોતાનાં બીછાનામાં હાડકાં બાલ વગેરે નસો રાખી જાદુ કરે છે" વગેરે આરોપો મુકી તે મહા પવિત્ર નરને શાહને હાથે કેદખાનામાં પુરાવ્યો, વગેરે ઇતિહાસીક બીનાઓ છે. પણ આખરે સત્યનો વીજય થયો રાજા મુસીબતમાં સપડાયો; અષો જરથોસ્તની મદદથીજ તેની આફતો ટળી દુશ્મનોનાં કાવત્રાં ઉઘાડાં પડયાં.

**શ્રી કૃષ્ણનાં** આગમન પહેલાંજ તેમનો શત્રુ **કંશ** આ જગતમાં તેનાં **સ્નેહી** કે **વડીલ** તરીકે તે અવતારી પુરૂષનો **નાશ** કરવા તૈયારજ બેઠેલો હતો. પણ પ્રભુએજ પાપીનો સંહાર કરી દીધો.

**ક્રાઇસ્ટની** ચમત્કારીક શકિતઓનાં અનેક દાખલાઓ જેવા કે:—**મરેલાને** જીવતો કરવો, **આંધળાને** દેખતા કરવા; થોડા રોટલીથી હજારોનાં પેટ ભરવા વગેરે નજરે જોવા છતાં; જુઠા પાપ આત્માઓ તેનું સાચું સ્વરૂપ જોઇ શકયા નહી. તેનો જગતોદ્ધારક સાચો સંદેશો તેમનાં પાપી કાનો ઝીલી શકયા નહી. ગરજ સરી કે વૈદ વેરીની જેમ, પાપીઓએ પોતાની મતલબ પાર પાડવા તથા ઢોંગી ધર્મ ગુરૂઓએ પોતાની સત્તા કાયમ રાખવા તેને વધ સ્તંભે શુળી ઉપર ચઢાવી ખુદ ખુદાનાં દીકરા જેવા પવિત્ર પયગમ્બરનું લોહી રેડી, સદાને માટે કલંકની કાળી ટીલી કપાલે ચોંટાડી.

પવિત્ર પયગમ્બર **મહુમદ** (સ–લ) ને પણ તેનાં દુશ્મનોએ દુઃખ દેવામાં તથા તેનાં ખુદાએ સોંપેલાં કામમાં હરકત કરવામાં કશું બાકી રાખ્યું નહી હતું.

**કુદરતમાં** જ્યારે **સુર્ય** ઉગે છે, ત્યારે **ઘુવડ** તેની રોશની સહન નહી કરી શકવાથી આંધળું થઇ ચીસાચીસ પાડી, અંધારાગારમાં છુપાઇ જવા નાશભાગ કરે છે; તેમ પાપીઓ તથા ધર્મ–અજ્ઞાન ધર્મ–ઝનુનીઓ, ધર્મને બહાનેજ, ખુદાનાં સાચા પ્રતિનીધીઓની હસ્તી શાંખી નહી શકવાથી, તેની વિરૂદ્ધ જુઠું પ્રચારકાર્ય (False Propaganda) કરવા મંડી જાય છે.

પણ આ દોઢ ચતુરોને ખબર નથી કે. ઘુવડ ગમે એટલી ચીસો પાડે તેથી કંઇ સુર્ય આકાશ છોડી ચાલી જશે નહી; રાજાની સ્વારી વખતે ઘણાં

ફુલરો ભસવાથી રાજા કંઈ રાજપાટ ત્યાગી નાંશી જતો નથી; તેમ એક સાચા સત પુરૂષ સામે બખાળા કાઢવાથી તેનાં સદ્દજ્ઞાનનો લાભ સારા જીજ્ઞાસુઓને મળતો અટકાવી શકાશે નહી.

**શ્રી કૃષ્ણ** સ્વમુખેજ કહે છે કે:—

જ્યારે જ્યારે જગતમાં અધર્મનું બળ વધી જઈ ધર્મનો **ક્ષય થાય છે;** ત્યારે ત્યારે, ધર્મ તથા ધર્મીઓનું રક્ષણ કરવા તથા દુષ્ટો અધર્મીઓનો નાશ કરવા હું જન્મ ધારણ કરૂં છું."

આવા જમાનામાં બેશક, અધર્મી તથા દુષ્ટોનું પ્રમાણ ધરતી ઉપર સહન નહી થઇ એટલે સુધી વધી ગયું હોય છે. સાચ, નીતિ, પવિત્રાઇ, પરમાર્થ, સેવા વગેરેને ઢોંગ, ધતીંગ ગણવામાં આવે છે.

**નાસ્તીકપણાંને સુધારો, અધર્મી-ઉદ્ધતાઈને સ્વતંત્રતા,** લડવૈયા કેસી ખુની સ્વભાવને **બહાદુરી** ગણવામાં આવે છે, **સત્તા, વૈભવ,** દોલત વગેરેનો કબજો તો મોટે ભાગે **વરૂ** જેવા **સ્વભાવનાં દૈત્યોનાં** હાથમાંજ જઇ પડ્યો હોય છે.

આવી અધાધુધીમા પણ ધર્મને નામે અધર્મ આચરી, ધર્મ શાસ્ત્રોનાં અસલ **સત સિધ્ધાંતોનું** ધોળે દહાડે ખુન કરી, **ધર્મનો વેપાર** કરી; પેટ ભરી ખાનાર ધર્મ ગુરૂ નામે ગણાતો વર્ગ, **આંધળો આંધળાને** દોરે તેમ **અર્થ વગરનાં,** બીન જરૂરી ક્રીયા કામો ની **દાંભિક માયાજાળ** પાથરી, તેમાંથી **પૈસો, વસ્ત્ર** તથા **માલ મલીદા** મેળવી, ભોળા **જીજ્ઞાસુઓને, પૈસાની** બક્ષેશનાં પ્રમાણમાં **બહેસ્ત ખરીદી** આપવાનો મહા નકારક વેપાર કરી રહ્યા હોય છે. આથી હું અસલ ધર્મોનાં મુળ પુરૂષો ( પયગમ્બરો ) એ દર્શાવેલાં **ખરાં ક્રીયા કામોની** વિરૂદ્ધ કંઇ પણ કહેવાની મતલબ ધરાવતો **નથી.** સત પુરૂષોએ સાધારણ ઈનિશાનોનાં વિચાર. વચન, કર્મનાં જન્મો જન્મનાં સંસ્કારો કાપવા, ભારે ત્યાગ, દેહ કષ્ટ તથા ખરો ભોગ આપી હૃદયમાં સાચી ભકિત તથા વિશ્વ પ્રેમ જાગૃત કરવા. **ઉતમ ક્રીયા કાંડો** તથા **તરીકતો** રચી આપી છે. પણ તેમાં **મતલબી** શખ્સોએ જુદા જુદા જમાનામાં પોતાનાંજ **સ્વાર્થ** તથા **વર્ગનાં લાભ માટે ભળતી** સળતી ઘણી **નકામી** ક્રીયાઓ તથા તેમાં વાપરવાની **ચીજોની ઘટવધ** કરી; પોતાનું **પેટ, ઘર** તથા **તીજોરી**

બનાય એવી યોજનાઓ કરી છે. જેને પરીણામે ધર્મને નામે ઢોંગ, પવિત્રાઇ ને નામે અભીમાન એકજ પેટાપણું તથા દંભ, ત્યાગને બદલે સ્વાર્થની આગ, વિશ્વ પ્રેમને બદલે આંતરીક ઝગડાઓ વધી જઇ દરેક કોમમાં અનેક જુદા જુદા પંડો, પંઠકો, મતો, પક્ષો પડી એકમેકની પોળ ઉઘાડી પાડી રહ્યાં છે. અને ભોલાંઓનાં આંધળા વિશ્વાસનો લાભ લઇ માતબર બની બેઠેલા ધર્મગુરૂઓ, આજનાં વીસમી સદીનાં પ્રભુ સ્વરૂપ પૈસાનાં બળ તથા લાગવગથી પોતાની સત્તા કાયમ રાખવા મથી રહ્યા છે. ઇનશાનને પાપ તથા માયાથી મુકત કરી, ખુદાની મુલાકાત કરવા લાયક બનાવવા ઉત્તમ ધર્મોનાં મુળ સ્થાપકોને આ ધરતી છોડી જવાને સેંકડો બલકે હઝારો વરસો વીટી ગયાં છતા; ધર્મને નામે સ્વાર્થ સાધી ભાઇ ભાઇનું લોહી રેડનાં ઇનશાનો હજી અટકયાં નથી પ્રોટેસ્ટંતો અને કેથોલીકો, નાઝીઓ તથા જયુઝ, બ્રાહ્મણો તથા હરીજનો, શીહા તથા સુન્નીઓ તથા પારસી જેવી અતી નાની કોમમાં પણ ફસળીઓ વિરૂદ્ધ અસળીઓ; ઓરથોડોક્ષ વિરૂદ્ધ સુધરેલાઓ, આતશ પરસ્ત વિરૂદ્ધ ચીરૂટીયાઓ, બહેદીન વિરૂદ્ધ જુદીનનાં ઝગડાઓ ચાલુજ છે. પયગમ્બર સાહેબને આવી ગયાને કહે છે કે લગભગ બારેક હજાર વરસ થઇ ગયા છતાં મારા હમદીનો આખી કોમને માન્ય થાય એવું કેલેન્ડર (પંચાગ) રચી શકયા નથી! જે સદગુણોનો અપોઇ, પરમાર્થ, ત્યાગ, ભકિત મારફતે ઝટ આહુરમઝદને પહોંચવા માટે ઉપયોગ કરી લેવાનો છે તેજ સદગુણોનું આ પંચાગોનાં રોજમાહનાં ઝગડાને અંગે ખુન કરી કોમમાં કયામત સુધી પુગે એવાં વેરઝેરનાં બીજ વાવનારાં ભાષણો તથા લેખોની છાપા છાપોની હારમાળા જોઇ સાચા બકતોનું હૃદય લોહીનાં આંસુએ રડે છે. ટુંકમાં સર્વત્ર અભીમાન, મુર્ખાઇ સ્વાર્થ, મનલક્ષ તથા સત્તાનાં સ્વાર્થી ધુઇનું રાજ ચાલી રહ્યું છે. એવા વખતમાં એક ખુદા રસીદા પુરૂષનું ત્યાં જાહેર થવું એ ખુદાના દુશ્મનોની પીઠનો કાંઠોજ સોડી નાંખેને! એમની સત્તાની સાથે રોટલી પણ જતી રહેવાની ધાસ્તી ખડી થાય છે. એમનાં દંભ હવે તુટશે. "સાચો આવ્યો છે તે જુઠાણું તોડી નાંખશે." પ્રમાણીક જીવન જીવવ.નો બીજો હુન્નર તો આવડતો નથી બૈરી છોકરી ખાશે શું? માટે ચાલો એ, સદગુરૂનાં થોડાંક છીંદ્રો શોધી કાઢયે! ન હોય તો જોડી કાઢીયે;

અને એનું સાચું શીક્ષણ જન સમાજની આંખો ખોલી, તેમને સત્ય જાણતા કરે, તે પહેલાંજ એની કીર્તી ધુળમાં મળે, એવી વાતો ભોળાઓનાં અંતરમાં ઠસાવી દઇએ," આવી ચાલબાજી ચલાવવા, આ ખરા ખુદા તથા ઇનશાન વચ્ચે ઉભેલા અજ્ઞાનતાનાં ઇજારદારો મંડી પડે છે.

**હઝરત દસ્તુર આઝર કયવાન** જેવો એક મહાન **સદ્દગુરૂ**, જે ઇરાનમાં વસતા **ગુપ્ત મગવ** તોળાનાં સાહેબ દેલાનોમાંનાં એક **બુઝોર્ગ ખુદા રસીદા** પુરૂષ હતા. જે ખુદ **પયગમ્બર** સાહેબની **સીધી ઓલાદ** ઉતરી આવેલા **મહાન** તથા **ગુપ્તઇલ્મો અમલનાં સાહેબ** હતા. જે ચાલતાં ને હાલતાં ઇનશાનો ચકીત થઇ જાય એવા ગયબી **ચમત્કારો** કરી બતાવતા હતા. જેનાં **ખુદાઇ દરજની** તથા **રાહબરી** માટે ફક્ત, **મહાપાપી** કે **ગાંડા** સીવાય કોઇને શંકા જાય એવું કશુંજ નહી હતું. તે પણ જ્યારે હિંદુસ્તાનનાં જરથોસ્તીઓનાં આત્મ ઉદ્ધાર માટે, અકબર બાદશાહનાં રાજ અમલમાં હિંદુસ્તાન પધાર્યા ત્યારે, **સદ્દાહઝાર અફસોસ**! તે વખતનાં જરથોસ્તીઓએ તેમનો અનાદર કર્યો. થોડાકાજ, મહાનસીબદાર બે પાંચ પારસીઓ સિવાય કોઇએ પણ તે સાહેબની હાજરીનો લાભ લીધો નહિ. ખરેખર આવી અભિમાની, મુર્ખાઇ ભરેલી અહંકાર વૃત્તિ અમારામાં નહિ હતે તો એકવારની જગતની સૌથી મોટી સલતનતની કરોડોની સંખ્યાની રાજકર્તા કોમનો નાશ થઇ આજે થોડાક હજારોજ બાકી રહેલા અંદર અંદર લડવા બાકી રહેતે ?!

**અપો જરથોસ્ત** જેવા **અષો અહુરાનાંજ સ્વરૂપરૂપી પ્રતિનીધીના હુમ્ત, હુખત, હુવરસ્તના સંપુર્ણ આત્મશીક્ષણ** ઉપર, **જરથોસ્તનાં અષોઇનાં તરીકા** ઉપર, જરથોસ્તનાં બુલંદ ધર્મનાં **મહેલનાં પગથીયાં ઉપર**, તે અમર સાહેબનાં **ચરણોમાંમારા હજારો જાન કુરબાન હજો.**

જરથોસ્ત ધર્મ સાહિત્યનો અનેકદ્દષ્ટિથી (**ફાઇલોલોજી ફીલોસોફી, થીઓસોફી, ઇલ્મેક્ષ્નુમ** વગેરે) મારી અલ્પ કાયનાત મુજબ અભ્યાસ કરતાં; તથા **ગીતા, બાયબલ, કુરાનશરીફ, જ્ઞાનેશ્વરી, દાસબોધ, ગુરૂગ્રંથ સાહેબ કબીર બીજક ગ્રંથ** કે **કાવ્યો** જોતાં; **સંતો, તુલસીદાસ, સુરદાસ, નરસીંહ મહેતા, મીરાંબાઇ** વગેરેનાં **આત્મ જ્ઞાનનો** પ્રસાદ ચાખતાં; તથા સંત કવિઓ **ભોજો ભક્ત, અખો ભગત, પ્રીતમદાસ, છોટમદાસ, કાલીદાસ, પ્રેમાનંદ** કે પશ્ચિમનાં આત્મજ્ઞાની

**કવિરત્નો વર્ડઝવર્થ, ટેનીસન** વગેરેનાં કાવ્યોનું આત્મ અમૃત પીતાં ખરા સાચા **આત્મિક ધર્મ, વિશ્વપ્રેમ, સત** તથા **માર્ગદર્શક ગુરૂના** મહત્વનું જે ભાન થાય છે; તેની **સામે** અત્યારે જે રીતે મારી હમકોમનો ઘણો મોટો ભાગ, ધર્મના અનેક સિદ્ધાંતોનું છડેચોક અપમાન કરી ચાલતાં ને હાલતાં ભંગ કરવા છતાં, જ્યારે કેટલાક ભાઇઓ ધર્મી કે જ્ઞાનીમાં ખપવાનો દાવો કરે છે ત્યારે ખરેજ અફસોસ કરવો પડે છે. પણ આટલેથી નહિ અટકતાં, જ્યારે કોઇ **અટકચાલાં** ભાઇબેનો પોતે **કાચના ઘરમાં બેઠેલાં છતાં** બીજાને પત્થરા મારવાની કોશેશ કરતાં કોઇ પવિત્ર સંત પુરૂષનાં નામ કામ સાથે ચેડાં કાઢી નિંદા નાલેશી કરતાં જોવામાં આવે છે ત્યારે તો એમનાં **જીવનનાં શીહા ભવિષ્ય** વિષે ખરેજ ચીંતા થાય છે.

પણ આ લેખકની ફરજ ફક્ત અત્રે એટલુંજ બતાવવાની હતી કે **માર્ગદર્શકની રાહબરી સિવાય ખરો રસ્તો ભાગ્યેજ જડે છે** અને એકલે હાથે **અજ્ઞાન, આંધળો, અભિમાની** ખોટે રસ્તેજ ચઢી **અફળાઇ પડે છે**, તે ઉપલી દલીલોથી પુરી થઇ છે.

**સુર્યને** ઓળખવા માટે કંઇ **દીવો** સળગાવવાની જરૂર પડતી નથી, તેમ સંત પુરૂષ (સાચો સદ્દગુરૂ) પણ **આપોઆપજ** પરખાઇ જાય છે. આ શુદ્ર લેખકને આવો જાતિ અનુભવ થયો છે. **શ્રી મહેરઆબાદ અહમદનગરમાં** આશ્રમ સ્થાપી રહેલા, શ્રી સદ્દગુરૂ **મહેરબાબાનાં** પહેલીજ વારનાં દર્શન વખતે સેવકને સાક્ષાત જાતિ અનુભવે લાગ્યું હતું કે પરમ પવિત્ર ખુદા રસીદા આત્મીક સંપુર્ણતા ( Spiritual Perfection ) એ પુગેલો સદ્દગુરૂ. તે આવોજ હોઇ શકે.

સર્વ કોઇ તાલિબે રાહ (ખુદાઇ રાહ શોધનાર) પોતે જાતેજ તપાસ કરી જોઇ લીયે. બીજાનાં કહેવા ઉપર ઇતબાર બાંધવો નહિ.

આપ મુવા વિના સ્વર્ગે નહિ જવાય.

અત્રે આ વિષય ખતમ કરીશું.

---

કર્મ કરણી તું એવાં કર,
કામ ક્રોધથી બહુરે ડર.

## ( ગઝલ )

અરે રે અભાગીયા તું નર ભકિત કર તું ભકિત કર,
નહી ગુમાવ શુભ અવસર ભકિત કર તું ભકિત કર...

કરોડો કુકર્મોનાં ચકકર મોહ માયાનાં સૌ મકકર,
ત્યાગી તે અભાગી નર ભકિત કર તું ભકિત કર....

પ્રભુ પ્યારાનાં ચરણો પર જુવાની જીંદગી ને જર,
જીગર ને જાણ અર્પણ કર ભકિત કર તું ભકિત કર....

નમીલે નમ્રતાથી નર ગુરૂ ચરણે ઝુકાવી શર,
અહુરની યાદ હર પળ કર ભકિત કર તું ભકિત કર....

શત્રુ યા દુઃખથી નહી ડર નહી કોની ખુશામદ કર,
મૃગ જળી માયા પર મત મર ભકિત કર તું ભકિત કર....

"માણેક" જોઈ લે અંદર હૃદયમાં છે પીયુનું ઘર,
નામથી નામીનો કર ઘર ભકિત કર તું ભકિત કર....

---

## ( કવાલી )

અરે આ આતશે ઈસ્કે ઈલાહીમાં જળું છું હું,
જુદાઈની જવાળામાં અરે પીયું બળું છું હું...

દયાળુ દે હવે દરશન પ્રેમ પ્યાસે મરૂં છું હું,
પોકારી નામ પ્યારૂં હાય હૃદયમાં રે રડું છું હું...

ક્રૂર કીસ્મતની કરણી અરે કીરતાર કરૂં છું હું,
ખુદીથી રે ખફા ખુદા કરી દીલથી ડરૂં છું હું...

ગઝલો ગયબીની ગાતો છતાં ગુનાહ કરૂં છું હું,
પ્રભુ પ્યારા પવિતરનાં સદા પાયે પડું છું હું...

ફનાના ફાટીયા ફુટતાં અરે ફફડી ફરૂં છું હું,
મગર મંદીરે મહોબતનાં પીયુ પુંજા કરૂં છું હું...

હૃદયમાં રે રટી રણકાર સ્મરણ તુજનું કરૂં છું હું,
'દાસ માણેક' માલીકની મહોબતમાં મરૂં છું હું...

## નામ જપનાં ધ્વની (Vibrations) કેટલાની અસર.

૧ ખુદાનાં નામનાં દરેક જપનાં દરેક ઉચ્ચારે, એકેકો પુર્વ સંસ્કાર ભુસાઇ જાય છે.

૨ **નામ જપનાં** એકેક ઉચ્ચારે અગાઉ કરેલાં **પાપોમાનું એકેકુ પાપ** કપાઇ જાય છે.

૩ **નામ જપનાં એકેક, ઉચ્ચારે** રોશની, ગતી, ગરમીનાં અખંડ મહાસાગર રૂપી **ઈશ્વરની, ઉત્પત્તિ વૃદ્ધિ** તથા **લયનાં** કાર્યની મહાન યોજના (Cosmic Plan) માં, એકેક જોસ આપી, જપ કરનાર તે બદલ **ઇશ્વરી રોશની, પવિત્રાઇ** તથા **શકિત રૂપી** આશીર્વાદ આપો આપજ હાંસલ કરી શકે છે.

૪ **નામ જપનો** દરેક ઉચ્ચાર જીવાત્માને ખાકી જગતથી **ખુદા** તરફની સફરમાં એકેક પગળું ( Step ) આગળ ધકેલે છે.

૫ **નામ જપનો દરેક ઉચ્ચાર,** કર્મ સંસ્કારોને આધીન જીવને લેવા પડતા ૮૪,૦૦,૦૦૦ જન્મ મરણનાં **ફેરાઓમાંથી** એકેક ફેરો ઓછો કરાવે છે.

૬ **નામ જપનો દરેક ઉચ્ચાર,** તે જપનાં શબ્દનાં **અર્થનાં** ગુણ પ્રમાણેની **અસર** ઉપરાંત, જપનો ગમે તે શબ્દ પણ **સત–ચીદ આનંદ પરમ કૃપાળુ પરમાત્મા, રહેમી, અલ્લાહ, સર્વ શકિતવાન ખુદા, મહાજ્ઞાની અહુરમજ્દ**નુંજ નામ હોવાથી, જપ કરનાર તરફ **સત–ચીદ આનંદનો દયા, રહેમ, શકિત, જ્ઞાન,** તથા **શાંતિનાં** મહાસાગરનાં પ્રવાહને વાળી, તેને પરમ આનંદન. અમર સુખ શાંતિમાં બોળે છે.

૭ **નામ જપનાં** શબ્દનો દરેક ઉચ્ચાર તેનાં બોલનારને **એકેક મંઝળ** ઉંચેને ઉંચે મીનોઇ ભુવનો પર ચઢાવી દેય છે.

૮ સંસારી જગતની ભાષાઓનાં દરેક શબ્દનો ઉચ્ચાર તેનાં બોલનારને વધુને વધુ જગતની માયાની ખાઇમાં નીચે ગબડાવે છે.

૯ **પુર્વ સંસ્કારોની** ભારે સાંકળોએ જીવને જકડીને માયાનાં કેદખાનામાં મજબુત બાંધી રાખ્યો છે; **નામ જપનો** દરેક ઉચ્ચાર આ **સાંકળો**

[illegible] ઉપરાંત, [illegible] પ્રભુને [illegible]
[illegible] છે કે જેનું [illegible]
[illegible] તોડી નાખી, [illegible]
[illegible]) જોઈ જાય છે.

૧૦ **હૃદયમાં** છુપાયલી ખુદાઇ ( પ્રભુતા Divinity ) ના **બીજને** પરમાર્થનાં **ખાતરમાં** રોપવા પછી, **નામ જપ** રૂપી **અમૃતનો** વરસાદ વરસતાંજ, તેમાંથી **સંપુર્ણ સંત** રૂપી ( God-man ) ઝાડ પ્રગટ થાય છે.

૧૧ આ કે **બીજા** કોઇપણ સુર્ય **મંડળમાં**, એવું એપકણ **સુખ** નથી કે જે **નામ જપથી** હાથ કરી નહી શકાય; તેમજ એવું એક પણ દુઃખ નથી કે જે નામજપથી નાબુદ નહી કરી **શકાય**. પણ **તલવારની** અસરનો આધાર, તેનાં **વાપરનારની** લાયકાત ઉપર છે. જપ કરનારમાં **સત્ય, શ્રદ્ધા** અને **પ્રેમ** હોવાં જોઇએ.

૧૨ જેટલીવાર **નામજપનો** ઉચ્ચાર કરતાં ખુદ જપનોજ **શક્તિ, અસર** તથા **ઉપયોગી પણાં** વિષે મનમાં સહેજ પણ શંકા રહે, તો તેટલા જાપ નકામાજ જાય ને? ગમે તેટલીવાર અગ્નિ સળગાવી સળગાવી તેને પાણીમાં બોળવા જેવુંજ આ થયું ને?

---

## વાંચનારને સહેજ સુચના.

નામ સ્મરણ **ભાગ** ૧ લો, એ **૨૨૦૦ પાનાનાં "જપ-યજ્ઞ"** નામનાં ( ખુદા ચાહે તો ભવિષમાં પ્રગટ થનારાં **મોટાં** પુસ્તક **ભાગ ૨૧** ) પુસ્તકનો દિબાચો (Introduction) રૂપ હતો. આ **ભાગ ૨ જો,** એ **નામ સ્મરણ** સાથે સીધો કે આડકતરો **ખાસ સબંધ,** ધરાવતી બાબદો જેવી **ખુદાની હસ્તી, માર્ગ** સદ્દગુરૂ વગેરે સાથે વાંચકને સહેજ પરીચય કરાવવા લખાયેલો હોવાથી લખાણનાં પ્રવાહમાં **અસંગતતા** જણાશે. વળી **હીરો** હાથ કરવા **કોળશાની** ખાણમાં તથા **મોતી** માટે **ખારા ભયંકર સમુદ્રમાં** ઉંનરી શોધ કરવી પડે છે, અને કરવીજ જોઇએ: એજ **હેતુએ જ્ઞાનની** બાબદો બીજી ત્રીજી વાતોમાં **ભેળી** અત્રે પીરસી છે; જેમાંથી સુજ્ઞ વાંચક **હંસની** માફક દુધ અલી પાણી ફેંકી દેશે. એમાંની **ખુબીનું** માન **ખુદાનાં નામનેજ** આભારી છે. જ્યારે **ખામીઓ** માટે સેવકનું **અજ્ઞાનતાજ** જવાબદાર છે. "કડવું ઓષડ રોગને કાપે" એ કહેવત અનુસાર જરૂર લાગી ત્યાં ભાષા કડક જણાશે; છતાં જ્યાં જાણ્યે અજાણ્યે વિવેક મર્યાદાનો ભંગ થયો હોય ત્યાં વાંચક મારાં અલ્પજ્ઞાન તરફ દ્રષ્ટિ કરી દરગુજર કરશે એજ વિનંતી.

# મુર્ખના લક્ષણો.

અનુભવ વગર અભીપ્રાય આપે, તે મુર્ખો.
કરણી કરી ભરણી ભરતાં કળકળે, તે મુર્ખો;
ખરી વાતમાં ખામી કાઢવા મથે, તે મુર્ખો;
મોંહનું ખાલી પરાઇ નિંદા કરે, તે મુર્ખો;
ઘણું બોલે પણ કંઇ પણ કરે નહી, તે મુર્ખો;
ચતુર હોઈ ચિંતા કરે, તે પણ મુર્ખો;
છતિ આંખે આંધળો, છતે કાને બહેરો, પણ મુર્ખો;
જ્ઞાન છતાં જપ નહીં કરે તે, મોટા મુર્ખો;
ઝટપટ ઝગડામાં પડે તે, એ મુર્ખો;
યકીનથી યજદાંને યાદ ન કરે, તે મુર્ખો;
તપ કરવાને બદલે તકરાર કરે, તે મુર્ખો;
થડ પર બેસી મુળ કાપે, તે મુર્ખો;
દુધ તજી દારૂ પીએ, તે મુર્ખો;
ધણીનું ધ્યાન નહીં ધરે, તે મુર્ખો;
નફ્તો છતાં નસકોરાં ફુલાવે, તે મુર્ખો;
પરણ્યા છતાં પાપ કરે, તે મુર્ખો;
ફુટ્યા છતા ફુલે, તે મુર્ખો;
બગીચા બાળે બાવળ બીરે, તે મુર્ખો;
ભક્તિ છોડી ભટક્યા કરે, તે મુર્ખો;
માર્ગ તજી મુક્તિ ઇચ્છે, તે મુર્ખો;

---

આ ઘડીથીજ બીજી સર્વ વાતો છોડી દઇ, ખુદા પાકનાં ( એમા પ્રભુનાં ) પ્યારાં પવિત્ર નામની ચાલુ યાદ દરેક પળ તહારાં હૃદયમાં કર્યા કર. બીજું સર્વ ખુદા સંભાળી લેશે.